જે લોકો અલ્લાહના વલી (મિત્ર) છે
તેઓને કંઇપણ ભય અને ગમ નથી.
(પારો ૧૧ રૂ.કુઅ ૬)

# તવારીખે ખ્વાજા.

અથવા

ખ્વાજા મુઈનુદ્દીન ચીશ્તી (રહે.) એમનું
[illegible] ચરિત્ર.

લેખક તથા પ્રકાશક,
સૈયદ મોહંમદ બીન મૌલાના મૌલવી
સૈયદ અમીરૂદ્દીન કાદરી.

ઠે. [illegible]કીવાડ મુ. નવસારી.

બીજી આવૃત્તિ. પ્રત ૫૦૦ તા. ૧-૧૨-૧૯૨૨.

કીંમત રૂ૦ ૧-૦-૦ પાસ્ટેજ જુદુ.
આફ્રીકાવાળાઓ માટે શીલીંગ ત્રણ.

જે લોકો અલ્લાહના વલી (મિત્ર) છે
તેઓને કંઇપણ ભય અને ગમ નથી.
(પારો ૧૧ રૂ.કુઅ ૬)

# તવારીખે ખ્વાજા.

અથવા

ખ્વાજા મુઈનુદ્દીન ચીશ્તી (રહે.) એમનું

## જીવન ચરિત્ર.




લેખક તથા પ્રકાશક,
સૈયદ મોહંમદ બીન મૈલાના મોલવી
સૈયદ અમીરૂદ્દીન કાદરી.
ઠે૦ ખાટકીવાડ મુ૦ નવસારી.





બીજી આવૃત્તિ પ્રત ૫૦૦

તા. ૧-૫-૧૯૨૨.

કીમત રૂ૦ ૧-૦-૦ પોસ્ટેજ જુદુ.
આફ્રીકાવાલાઓ માટે શીલીંગ ત્રણ.

આ ત્વારીખે ખ્વાજા સુરત હાઈસ્કુલ સામે આવેલા જુની મુંબઈ બેંકવાળા હરીઝ મંઝીલમાં સુરત "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ છાપ્યું છે, અને નવસારીમાં સૈયદ મોહંમદ બીન મૌલાના મોલવી સૈયદ અમીરૂદ્દીન કાદરીએ ખાટકીવાડ નવસારીમાં પ્રગટ કર્યું છે.





દરગાહ શરીફ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચીશતી (રહે.)

(નોટ–ફોટોમાં જ્યાં ૧–૨–૩ નંબરો છે ત્યાં અસલ ફોટોમાં માણસોની તસ્વીર હતી, તે નહીં દેખાય જે માટે તે ઢાંકી દેવામાં આવી છે.)



A 3075—Lakshmi Art, Bombay. 8

# અર્પણ પત્રિકા.

અતિ વ્હાલા પુજ્ય પિતાશ્રી,

સુફીએ કામીલ રેહબરે બરહક, જનાબ મોલાના
મોલવી સૈયદ અમીરૂદ્દીન બીન હ. ફેઝ સૈયદ
મુઇનુદ્દીન કાદરી ચિશ્તી સાહેબ.

આપ અરબી, ફારસી, ઉર્દુ, ઈલ્મ, ઉપર અચ્છો કાબુ ધરાવતા હોઇ, ઇસ્લામ પ્રત્યે સારી લાગણી રાખો છો. તેમ પોતાના પુખ્ત વિવેકના આધારે ઇસ્લામી કામોને ફાયદો પહોંચાડી રહ્યા છો.

વળી મને પણ ફારસી અરબી ઇલ્મની કીંમતી નેઅમતો બક્ષી મારા સાહિત્યના ઉમંગને આગળ પાડયામાં ઉત્સાહ ભર્યો ભાગ લીધો છે એ સર્વ આપના ઉપકારના એક અદના બદલા તરીકે આ લઘુ પુસ્તક આપને અતિ માન પુર્વક પ્રેમ સાથે અર્પણ કરૂં છું.

લી. આપનો જયેષ્ટ પુત્ર,

સૈયદ મોહંમદ.

આ પુસ્તકમાં કંઇએક જગ્યાએ શબ્દો કે વાકયોને પૂરા નહિં લખતાં ફકત એકજ હરૂફ લખેલ છે. તેની સમજણ તથા અર્થ.

(રહે.)—રહેમતુલ્લાહે અલે.હ ] અર્થ, તેઓપર રહમત થાઓ અલ્લાહની ]

(સ. અ. વ.)-સલ્લલ્લાહો અલ્યહે. વ, આલેહી વસલ્લમ] અર્થ તેઓ તથા તેઓની અવલાદ ઉપર અલ્લાહની સલામ, અને રહમ થાઓ]

( અ. )—અલયહી સ્સલામ ] અર્થ, તેના ઉપર ખુદાની સલામ અને રહેમત ]

( રદી. )-રદીઅલ્લાહોતઆલાઅન્હો, ] અર્થ રાજી થાય અલ્લાહતઆલા તેઓથી ]

( કદ. )—.કદ્દસ્સીર્રહુલ.અ.ઝી.ઝ ] અર્થ, પવિત્ર કરે તેઓનાં ભેદોને ખુદાવન્દે કરીમ ]

# પ્રસ્તાવના.

સર્વ તારીફ ખુદાવંદ કરીમ અને તેના હુબીબે પાકનેજ સજાવાર છે, કે જેણે આકાશ-પૃથ્વી વીગેરે પેદા કરી, એક મુઠ્ઠી ખાકથી સુરતે ઇનાસાન બનાવી અને તમામ મખલુક ઉપર તેનો દરજ્જો વધારે રાખી, અમો ગુન્હેગારોની હીદાયત તથા કયામતના દિવસે શફાઅત કરવાને માટે મહાન પેગમ્બર હઝરત મોહંમદ ( સ. અ. વ. ) એઓમાં પોતાનું નુર જલ્વગીર કરી મોકલ્યા.

એવા એક મહાન નબી ઉપર તથા આપની આલ તથા અસહાબો અને તમામ ઉમ્મતીઓ ઉપર હજારો હજાર દુરૂદ અને સલામ થાઓ કે જેમના પાક પવિત્ર નામ મુબારકથી આ પુસ્તકને મુબારક કરી, આ લઘુ ગ્રન્થ લખવાનો મારો હેતુ દરશાવું છું. અને તે એટલાજ માટે કે એના અભ્યાસીઓ પૈકી બુઝરૂગોને દીનના

હાલાતો લખવા વાંચવાનો શોખ ધરાવનારને સુહુલીઅત થાય. અને તેથી કોઇપણ પ્રકારે સહેલાઇ થાય એવી ભલામણ મારા કેટલાક મિત્રો તરફથી થતાં ખાસ કરી મહાન વલી અલ્લાહ હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી અજમેરી (રહે.) ના હાલાતો લખવાને મજબુત આગ્રહ થતો રહ્યો.

આ નવિન દિશા તરફ ચાલવા માટે એવા ઓલિયા અલ્લાહોની સ્વાનેહ ઉમરી જાણવાને તવારિખી પુસ્તકોની ઘણી જરૂર હોવાનું જણાતા, એ પણ ભાન થતું ગયું કે હાલનાં સમયમાં કંઈએક હમારા ઇસલામીઓમાંજ પેગમ્બર અને ઓલિયાઅલ્લાહો અને બુઝરૂગાને દિનના વિરૂધીઓ નીકળ્યા છે. જેઓ હમારા ભાઇઓના અકીદાઓને બગાડી ઇમાનમાં ખલેલ નાખે છે.

માટે મારા ઇસ્લામી બીરાદરોને જોઇએ કે બુઝરૂગાને દીનના હાલાતોથી વાકેફ થાય કે જેથી તેઓના દીલોમાં નીસબતે મોહંમદી હાંસીલ કરવાનો શોક પેદા થાય અને જેઓ બુઝરૂગાને દીન ઉપર તરેહવાર બોહતાનો ચઢાવી ગેર કાયદે બોલે છે, તેઓથી દુર રહે. મોલાના અલ્લામા શોકાની (રહે.) પોતાના તસનીફ કરેલા અરબી રેસાલામાં ફરમાવે છે કે આત્મજ્ઞાન રાખ-

નારા તેમજ નહિ સમજનારાઓ માટે મારી પાકી સુબુ-
તીની દલીલ તે હદીસ છે કે જેને 'ઈમામ બુખારી
(રહે.) અને બીજા અઈમ્મે હદીસએ રીવાયત કીધી
વળી આ હદીસ છે કે હઝરત પેગંબરેખુદા રસુલ મક-
બુલ (સ. અ વ.) એમણે ફરમાવ્યું કે અલ્લાહ તઆલા
ફરમાવે છે કે જેણે મારા વલીની સાથે દુશ્મની કીધી
તે જેવો કે મારી સાથે લડાઈ કરવાને માટે નીકળ્યો.

અને એક રીવાયતમાં છે કે એવી રીતે ઈર્શાદ
થયો કે હું તેને હુકુમ આપું છું કે તે મારી સાથે
લડાઇ કરવાને માટે તૈયાર થઈ જાય. અને કોઇપણ
ચીજથી એવી રીતે મારી નજદીકી થતી નથી જેવી રીતે
તે ફરજોના અદા કરવાથી થાય છે કે જેને મેં હુકુમ
આપ્યો છે. બાકી મારો બંદો મારાથી નવાફીલોએ
(નમાઝોએ) કરી નજદીકી હાંસીલ કરે છે, ત્યારે હું
તેનાથી મોહબ્બત (મિત્રાઈ) કરવા લાગું છું. અને
જ્યારે મને તેનાથી મોહબ્બત થઈ જાય છે તો હું તેના
કાન થઈ જાઉં છું, જેનાથી તે સાંભળે છે અને હુંજ
તેની આંખો થઈ જાઉં છું જેનાથી તે જુએ છે તેમ
હુંજ તેના પગ થઈ જાઉં છું જેનાથી તે ચાલે છે. પછી
તો તે મારાજ આધારે સાંભળે મારાથીજ જુએ, મારા-

થીજ પકડે અને મારાથીજ ચાલે છે. અગર તે મારાથી કોઈ ચીજ માગે છે તો હું તેને તરતજ આપું છું અગર તે મારાથી પનાહ માંગે છે તો, પનાહ આપું છું મને કોઈ કામ જે હું કરવા ચાહું છું તેમાં એવી મુશ્કેલી થતી નથી જેવી કે બંદાનો આત્મા (રૂહ) કબ્જ કરવામાં થાય છે. મારો બન્દો મોમીન મોતને મકરૂહ સમજે છે અને હું તેના મકરૂહ સમજવાને મકરૂહ સમજું છું, પણ મોતથી ચારો નથી.

હવે જાહેર થઈ ગયું કે જે માણસ અલ્લાહ તઆલાના આધારે જુએ, સાંભળે, પકડે અને ચાલે છે તેનો મરતબો એવા શખ્સોથી કે જે ગાફીલ હોય છે તેનાથી હરેક રીતે ચઢીયાતો છે, એવા સખ્સ ઉપર તેના ભેદો ઉઘડી જાયછે તેમજ થનારા બનાવો, થનારી વાતોની હકીકતો તેની સામે આગળથી ખુલી જાય છે. આ સર્વ એ કારણથી કે તમામ ગુન્હાઓના પડદાઓ ઉઠી જાય છે, અને તમામ ગુન્હાઓના બોજાથી છુટા પડી જાય છે અને જે લોકો ગફલત અને ગુન્હાઓના પડદાઓમાં પડયા હોય છે તે ન ખુદાની સાથે જુએ, ન સાંભળે, ન પકડે અને ન ચાલે છે. તે સીધા સાફ રસ્તાથી દુર રહે છે.

છેવટે મારો લખવાનો હેતુ એ છે કે જેને પરમાત્માથી નજદીકી હાંસલ થાય છે. તેને બુલંદ મરતબો મળી જાય છે અને તેના એજ કારણથી તમામ જોશખરોશ મટી જાય છે.

એવીજ રીતે બીજી હદીસ લખવામાં આવે છે કે જેનાથી પણ એજ મતલબ (સાર) નીકળે છે જેને અબુ હુરૈરા (રદી.) એ રીવાયત કીધી છે કે "આં હઝરત પેગમ્બર મોહંમદ (સ. અ. વ.) એમણે ઇર્શાદ (હુકમ) ફરમાંવ્યું કે મોમીન ના દીલમાં જે નુર હોય છે. તેના આધારે તે આવનારા જમાના અને બીજાના દિલોની વાતોને માલુમ કરી લીયે છે જેને ફીરાસત કહે છે. તેનાથી ભય કરતા રહેવું કે તે પરમાત્માનાં નુરથી સર્વ કંઇ જોઇ લીયે.

ઉપલી હદીસને ઇમામ તીરમીઝી (રહે.) એ સહી લખી છે. એનાથી આ માલુમ થઇ ગયું કે મોમીન બન્દો ખુદાના નુરથી જુએ છે.

એજ અર્થ પહેલી હદીસમાં પણ છે કે બન્દો મારા આધારે કરી જુએ છે, બસ આ ઓલિયા અલ્લાહ અને નેક મનુષ્યોથી જે મુકાશીફાત થાય છે, તે એવીજ રીતે થાય છે જેનો સુબુત શરીઅતે પાકમાં છે.

બીજી હદીસમા છે કે હઝરત સરવરે આલમ (સ અ. વ.) એમણે ઇર્શાદ ફરમાવ્યો કે." આ ઉમ્મતે મોહંમદીમાં મોહદ્દીસ લોકો થશે." એટલે જેઓને ઈલ્હામ (પરમાત્મા તરફથી ગેબી છુપી વાતોનું જાહેર થવું.) થતો હશે તેઓમાંથી હઝરત ઉમર (રદ્દી.) છે

આ હદીસથી સાફ માલમ પડે છે કે જે નેક બંદાઓ થાય છે, અલ્લાહુતઆલા તેઓ ઉપર ઇલ્હામ કરે છે, કે જે પોતાના નુરે ઇમાનના કારણે છુપેલી વાતોને જાહેર કરી આપે છે. અને તેજ નુરે ઇલાહીની બરકતથી છેવટે અહિં ધીમુ પહોંચી જાય છે.

જેમ કોઇ કાનમાં કહી જાય છે તે પ્રમાણે તેઓને છુપી વાતોની ખબર થઇ જાય છે અને એવી વાતો હઝરત ઉમર (રદ્દી) ઘણું કરીને કહ્યા કરતા હતાં. એમ કેટલાક ઇસ્લામી ગ્રન્થોમાંથી જણાઇ આવે છે. એક સમયે ૧૦૦૦) કોસનાં છેટાં ઉપર ખુત્બા પઢવાની હાલતમાં હઝરત ઉમર (રદ્દી.) એમણે અરબીમાં ફરમાવ્યું અય, સારયા પહાડ ઉપર ચઢી જાઓ, આ આવાઝ હઝરત સારયા (રદ્દી) એ સાંભળીને તે ઉપર અમલ કર્યો. જેથી પર્વતો ઉપર ચઢી ગયા અને ફતેહ મળી. એની સુબુતીમાં મોલાના હકીમ ફરીદ અહમદ

અબ્બાશી નકસ બંદી સાહેબ પોતાની તસનીફ કરેલ કીતાબમાં કુરઆન શરીફની આયત લખે છે જેનો તરજુમો એ પ્રમાણે છે કે "કોઇ નબીના લીધે એ સઝાવાર નથી કે તેના માટે કેદી થાય. અહીં સુધી કે તે જમીનપર ખુનરેજી કરે, મતલબ એ છે કે અંબીઆ (અ.) નું કાર્ય રૂહાની (આત્મીક શકિત) વધારવું અને દીલોની બીમારીઓ સફા કરવાનું છે.

ખુદાવન્દેઆલમનો બીજી જગ્યાએ ઇર્શાદ થયો કે અય મોહંમદ, જે કોઇ મુશરેકીન અને મુનફિકીનના લીધે મરી ગયા હોય તેની જનાઝાની નમાઝ નહિં પઢો. અને તેઓમાંથી કોઇની કબર ઉપર પણ ઉભા રહો નહિં. એનાથી મતલબ એ છે કે તે લોકો કે જેઓએ રૂહાની તાકાત હાંશીલ કીધી નથી અને ખુદા રસુલની તાબેદારી નથી કીધી તે લોકો ખુદાની રહમતથી દુર પડેલા છે. તમો પણ તેઓથી જુદા રહો.

બીજી જગ્યાએ ઈર્શાદ છે કે "અય મોહંમદ બરાબર છે કે તેના હકમાં તમો મગફીરત કરો અથવા ન કરો, ખુદા એવા શખ્સોને હરગીઝ બક્ષનાર નથી" જે ખાસ ખુદાનો બન્દો છે અને તેની સીફત સાથે મળેલો હોય છે એવો શખ્સ આપણા વખતમાં એકજ હોય

છે, તેનાથીજ આ જહાનની ભલાઈ ભરી ઝીનત હોય છે. તેવાં શખ્સ પાસે બેસવાથી દીલ ( રૂદય ) નરમ થાય છે અને લોકોના દીલ તેઓની સામે આજીઝી કરવા લાગે છે અને તમામ અક્લમન્દો તેઓથી નજદીકી હાંશીલ કરવાને માટે તેની તરફ ખેંચાય છે. કેમકે તેની વાતો ઘણીજ ફાયદાકારક હોય છે તેના ઈશારાઓ દીલની સખ્તીઓને દુર કરે છે, તેની તાલીમ નેકીઓ માટે કીમીયા સમાન છે, તેના હુકમોમાં ઘણીજ ઉમદા નેકીઓ તરફ લઈ જાય છે. જેથી એવી બુઝરૂગી મળી જાય છે કે તેનો કોઇ જોટો પણ મળી શકતો નથી.

બસ અંદરનો તમામ મેલ દુર કરવા અને રૂહાની તાકાત વધારવાને માટે આ કોમની સોહબતથી વધુ અફઝલ (સારૂં) કોઈ કાર્ય નથી. આ કોમ નેકોની નેક છે, અને તમામ ભલાઈઓથી એની સોહબત (સંગત) વધારે છે. ખુદાએ આ કોમને એવો મોટો મરતબો બક્ષયો છે એ લોકો મખલુકના દીલોને ખુદાની તાબેદારી તરફ ખેંચે છે. અને ખુદાની ઈબાદતની મોહબ્બત ઉત્પન્ન કરાવે છે. તેમ ખુદા ઉપર તવકકલ (ભરોસો) કરવાનો તરીકો બતાવે છે અને જે ચીજો ખુદાથી નજદીકી પેદા કરનારી છે તેની કેળવણી આપે છે, જેથી જેનાથી બચવું જોઈએ તેનાથી બચાવે છે.

ઘણુા થોડા એવા લોકો હશે, જે એવા મહાન લોકોથી મળવાની શોધમાં હોય જેઓ બન્ને જહાનની નેકીએ, હાંશીલ કરનાર થનાર છે. તેઓ ઉપર ખુદાની રહમત હોવાથી તેઓ હમેશ ખુદા તરફ ખેંચાયલા હોય છે. કેમકે તે કામીલ લોકો પોતાને છુપેલા રાખી ગુમનામીમાં જાહેર થાય છે એટલે ગુમ નામ રહેવાને પસંદ કરે છે. જે તેને ઓળખી લે છે તે કોઇને કહેતોનથી. જ્યાં સુધી ખુદાને તેમ કરવું મંજુર ન હોય અવો શખ્સ પોતાના મોઢેથી એવી રીતે કહે છે જેમકે:—

લયલાના ભેદો પુછવા માટે ઘણાંક લોકો એક શાએરની પાસે આવતા, જેને તે પાછા ફેરવતા, કેમકે તે લોકો લયલાને ઓળખવામાં આંધળા હતા જેથી તેને પુરા યકીનથી જોઇ શકયા નહિં. લોકો કહે છે કે અમોને લયલાના હાલાતોની ખબર આપો કેમકે તમો તેના અમાનતદાર છો. જો હું તે ખબર આપી દઉંછું. તો હું અમીન (સંભળનાર) રહી શકતોજ નથી.

હે નેકીને ચાહનારાઓ, જીગર, તમને તેઓમાંથી કોઇ એકનો તે ઓલીયા અલ્લાહોમાંથી પ-તો લાગી જાય તો તમારા બન્ને હાથોથી તેઓના દામનને મજબુતીથી પકડી લીઓ અને તમામ સગાવ્હાલા મારૂ

પડોશીઓ વગેરે કરતા તેઓથી વધુ મોહબ્બત રાખો કેમકે જ્યારે એવા લોકોની હાલતને હમો શરીઅતના તરાજવામાં તોલીશું અને દીની કસોટીથી જોઈશું તો અમો તેઓને બીલકુલ શરીઅતે પાક પ્રમાણે પામીશું જેમકે અલ્લાહ તઆલાએ કુરઆન શરીફમાં ફરમાવ્યું છે કે "તે ઓલીઆ અલ્લાહને કંઇ પણ ભય નથી, તેમ તે દિલગીર પણ નથી."

એવા લોકોમાંથી જે કોઈ દુશ્મની કરશે તેઓથી અમો કહીશું કે તમો તે લોકોમાંથી છો જેને માટે ખુદા પાકે રસુલ મકબુલ (સ૦)ની જીભ મુબારકથી ફરમાવ્યું કે "જે શખ્સે મારાં વલીથી દુશ્મની કીધી તે મારી સામે લડાઇ કરવાને માટે નીકળ્યો. અથવા એમ હુકમ થયો કે "મેં તેને હુકમ આપ્યો કે તું મ્હારી સામે લડાઈને માટે તૈયાર થઇ જા. (હદીસ કુદસી.)

કેમકે એવા લોકોમાં કોઈ એબદારી નથી કે જે ખુદાની તાબેદારી જેવી જોઇએ તેવી કર્યા જાય છે. જેથી તેની સાથે ઈમાન પણ જેવું હોવું જોઈએ તેવુંજ રહે છે. જેમ થતા તે દુનીયા તરફ વધારે લગાવ ન રાખતા ખુદાવંદ તરફ જાહેર બાતીન દરેક રીતે તેનીજ યાદમાં મશગુલ રહે છે. પણ જ્યારે અમે એવા સુફીયોને

જોઈશું કે જેઓ તસવ્વુફનો દાવો કરે છે, પણ તે સુફીયોની સીફતો સાથે મળેલા હોતા નથી અને તેઓના તરીકા ઉપર પણ ચાલતા નથી એવા લોક અગર શરીઅતથી કોઈ કાર્ય ઉલટું કરે અને કીતાબે અલ્લાહ અને સુન્નતથી ઉલટું કરે તો તે મહાન લોકોમાં નથી.

એવી હાલત વેળા અમારી ઉપર વાજેબ છે કે અમે ઇનકાર કરી આપીએ જેમકે સહી હદીસમાં છે.

"જે કાર્ય અમારા દીનમાં નથી તે મરદુદ છે."

બીજી હદીસમાં છે કે "તમામ બીદઅતો ગુમરાહી તરફ ખેંચનારી વસ્તું છે," અને જે સખ્સ તેનો ઇનકાર કરશે અમો તેના કાર્યોને શરીઅતના તરાજુમાં તોલીશું અને તેને કીતાબ અલ્લાહ અને સુન્નતે રસુલ સામે રજુ કરીશું. અગર કીતાબ અલ્લાહ અને સુન્નતે રસુલની બરાબર હશે તો ઠીક અને અગર ઉલટું પામીશું તો જાહેરજ છે કે તે પોતે ગુમરાહ છે. અને ગુમરાહ કરનારો એવા લોકોના વજુદથી તે સુફીયા એકીરામ ઉપર કે જે ખુદાના ખાસ બંદા છે તેઓ ઉપર કોઈપણ એઅતેરાઝ થઈ શકતો નથી. કેમકે એવા લોકો તેઓની ગણત્રીમા આવી શકતા નથી અને તેઓનાં કાર્ય ઉપર પણ અમલ કરતા નથી તેમ તેઓ-

થી કોઈ નીસબત પણ નથી કેમકે એ લોકો તેઓની હિદાયત ઉપર ચાલતા નથી.

આ વાત યાદ રાખી લેવી જોઈએ કે દરેક કોમમાંથી કોઇ એક તેઓની બરાબર ન હોવાથી આખી કોમ ઉપર એઅતેરાઝ આવી શકતો નથી જે સખ્સ આ કોમની વીરૂધ્ધ હશે તે શરીઅતના હુકમોને ઓળખનાર નહિં હશે. તેમજ શરીઅતની હીદાયત ઉપર ચાલનારો પણ નહી હશે. જેથી તે ઇસ્લામી નુરથી જોનાર પણ હોઈ શકતો નથી. એ માટે ઉપલી હદીસમાં વર્ણન થઇ ચુકયું છે. એ પણ યાદ રાખવું જરૂરી છે કે ઘણું કરી ઓલીયાઅલ્લાહો વલીએ કામીલ જે થયા છે. તે સુફીયાએ કીરામમાંથીજ થયા છે.

હે! મારા ઇસ્લામી બીરાદરો તમો પણ ખુદાવંદ તઆલાથી દુઆ કરો કે જેવી રીતે તેણે પોતાના ખાસ બંદાઓ ઉપર રહમત અને બરકતના દરવાજા ઉઘાડી આપ્યા છે તેવીજ રીતે અમારી ઉપર પણ ત્હારી રહમતનો જરીઓ જારી કરી દે!

હે! ખુદા, દુનયાના પાલનહાર, હે! તમામ કાએનાતના ઉત્પન્ન કરનાર, અમોને પણ તે ત્હારી તમામ બરકતોની ઇનાયતો, કે, જે, તેં ત્હારા

ખાસ બંદાઓ ઉપર ચાલુ કરી રાખેલ છે તેમાંથી એક ભાગ અમને પણ નસીબ કર કેમકે જે કાંઇ છે તે સર્વ ત્હારૂંજ છે અને તમામ નેકીઓ ત્હારા તરફથી છે ત્હારા વીના કોઇ આપનાર નથી.

મુળ મતલબ મારી કહેવાની એ છે કે જે મનુષ્ય ઓલીયા અલ્લાહના મરતબાને ઓલખે છે તેઓને જોઇએ કે તેઓ ઓલીયા અલ્લાહ બુઝરૂગાને દીનની તવારીખી કીતાબો જોતાં રહે કેમકે જે મનુષ્ય તેઓના હાલોથી વાકેફગાર થશે તે જરૂર તેઓના કાર્ય પ્રમાણે અમલ કરવા લાગશે અને તેમ થશે નહી તો પણ એમ તો જરૂરજ થનાર છે કે તે ઓલીયાઓનાં મરતબાથી વાકેફ થઇ જશે અને જાણી લેશે કે ઓલીયા અલ્લાહોની પાસે બેસનાર બદબખ્ત (ખરાબ ટેવનો) રહેતાં નથી.

જેઓ તેમના કાર્યો ઉપર ડગલે ડગલે ચાલનારા છે તે નેકીઓની બરકતથી ભરપુર થઇ જાય છે. કેમકે તે બુઝરૂગોની સોહબતમાં એ બરકત છે કે દીલને તમામ નેકીઓથી ભરપુર કરી નુરે હિદાયતથી માથાથી પગ સુધી રોશન કરી દે છે.

સહી હદીસમાં છે કે, ફરમાવ્યું રસુલે ખુદા

(સ. અ. વ.) એ કે તું તેજ ટોળાંની સાથે છે અથવા ગણ્યો જશે કે જેનાથી તને મોંહુબ્બત મિત્રતા હશે." (સહી હદીસ.)

એથી સાફ સાફ જાહેર થાય છે કે નેક બંદાઓની મોહુબ્બત ગેરલાભની નથી અને તેઓની તાબેદારી બરબાદ જનારી નથી કંઇ નહિં તો કંઈ પણ લાભ આપનારીજ છે.

છેવટે જે મનુષ્ય હિદાયત ચાહે છે તેઓના માટે મને આટલુંજ લખવું બસ થશે કે;

હે! વાંચકો, મોલાના અલ્લામાં શોકાની સાહેબે જે ઓલીયા અલ્લાના સંબંધમાં લખ્યું છે તે સહી છે માટે તેમના લખ્યા પ્રમાણે ઓલીયા અલ્લાહના વર્ણનો જોતા રહેવું એ લાભ દાયી છે.

અલ્લાહ તઆલા કુરઆને મજીદમાં કહે છે કે "જે કોઈ દોસ્ત રાખે અલ્લાહને અને તેના રસુલને અને તે લોકોને જે ઇમાન લાવ્યા, બેશક ખુદાના ટોળાના લોકો તેજ ગાલીબ છે!"

વળી હદીસ શરીફમાં છે કે બેશક કંઈએક ઈલ્મ છુપેલા છે કે જેને અહલે માઅરેફત (આત્મીકજ્ઞાન) ધરાવનારાઓજ જાણી શકે છે. તકવા પરહેજગારી તથા

પાકીમાં બીજા તમામ આદમીઓથી વધુ માનનીય એજ છે, જે માટે અલ્લાહ પાકનો હુકમ છે કે, "તેના વગર નથી કે જે ખુદાનો ભય રાખનારા તેના બંદાઓ-માંથી ઉલમાઓજ છે. (કુરાન શરીફ)

આ ખાશીઅત જાહેરી ઇલ્મથી થયલી ત્યારેજ કહેવાય કે તેની સાથે બાતેની ઈલ્મ (આત્મિક વિદ્યા) પણ હોય અને દીલ સાફ હોય એવા લોકોની મોહબ્બત દીલોને સાફ કર્યા કરે છે એજ કારણથી પરમાત્માનો હુકમ છે કેઃ—

"અય નબી, તમો તે લોકોની તાબેદારી કરવાનું ફરમાવી દો કે જે હમારી તરફ રજુ થયો. (કુર્આન શરીફ)

ઉપલો હુકમ નબી પાકને આપવો તેમની ઉમ્મતના માટે છે એવીજ રીતે બીજો હુકમ છેઃ—

"અય ઇમાનવાલાઓ, અલ્લાહથી ડરો અને બચ્ચાંઓની સાથે રહો!"

બીજો હુકુમ છે કેઃ—

"રૂકુઅ (નમાજમાં નમવું તે) કરવાવાળાની સાથે રૂકુઅ કરો," (કુર્આન શરીફ)

મતલબકે અહલુલ્લાહ (આત્મિક શક્તિ ધરાવનારા) ની સાથે તેઓના કાર્ય પ્રમાણે ઈબાદત કરો

કેમકે તેમને પણ મજાહ અને લહેજત માલમ પડવા લાગે તે કારણથી કે આ સાહેબો જે કંઈ ઈબાદત કરશે તે તદ્દન સુન્નતને અનુસરી પેગંબર (સ. અ. વ )ના ફરમાન મુજબ હશે. જેવી રીતે આ લોકોએ નબી (સ; અ. વ.) ની તાબેદારીથી પોતાના રૂત્બાઓમાં (મોભામાં) ઉંચતા મેળવી છે તે પ્રમાણે આપણને ભી આ બુઝરૂગોની તાબેદારી કરવાથી ફેઝ મળશે.

બસ એઓના તરીકાંઓ ઉપર ચાલનારો અને મહોબત કરનારો, કોઈ વખત પણ મહરૂમ રહી શકતો નથી અને આ સાહેબોની સિફારસ વગર તકવાનો રૂત્બો પણ પુરેપુરો મળી શકતો નથી. જેમ કે અલ્લાહ તઆલાનો ફરમાન છે કે,

“ અય ઈમાનવાળા, ખુદાથી ડરો અને તેની તરફ વસીલાને શોધો અને માર્ગમાં મુજાહેદો સાથે લડાઇ કરો કેમકે તમે ફલાહ પામો.” ( કુર્આન શરીફ )

જયાં સુધી ઈમાન, તકવો, વસીલો મુજાહેદો નહિ થાશે ત્યાં લગી તે ફતેહ નહિં મેળવી શકશે. જેવું કે હઝરત નસીરૂદ્દીન ચીરાગ દહેલ્વી ( રહે. ) અરબી શેઅરોમાં ફરમાવે છે જેનો ટુંક સાર આ પ્રમાણે છે: —

ઘણીજ જરૂર છે કે શેખની (મુર્શીદ, ગુરૂની)

સોહબત ઈખતીયાર કરવામાં આવે કે તે ખુદાનો રસ્તો દેખાડે અને નેક બખતી તેમ ખુદાથી નજદીક થવાનો રસ્તો બતાવે અગર કોઈ શેખ (મુર્શીદ) મળી શકે નહિં તો તે ઓલ્યાઅલ્લાહ બુઝરૂગાને દીનના હાલાતો (વર્ણનો) જુઓ અને તેઓના કાર્યો, કરામાતો વિગેરેથી ફાયદામંદ થાઓ. કેમકે તેઓની વાતોથી અને તેઓના કલામો (ફરમાનો)થી દિલ સાફ થઈ જાય છે, તેટલાં માટે સુફીઓના પેશવા ઓલીયાઓના સરદાર આત્મક વિગેરે વિદ્યાનો ખજાનો **હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચીશ્તી હશન સનજરી અજમેરી** (કદ.)નું આ જીવન ચરિત્ર લખ્યું છે કે જેઓએ હિન્દુસ્તાનની અંદર ૫૬૧ સનમાં પધારી ઈસ્લામને વીજળીની પેઠે ફેલાવી ઇસ્લામનો ભારે પ્રકાશ કર્યો. આપણે તવારીખોના પાના ફેરવી જોઈએ છીએ તો દેખાય છે કે ખ્વાજા સાહેબના હિંદુસ્થાનમાં આવ્યા પહેલાં હિન્દની પૃથ્વી ઉપર ઈસ્લામ એક ટમટમતા દીવા જેવો હતો એમ કહીએ તો ચાલી શકે; પરંતુ આવ્યા પછી ઇસ્લામની સુર્ય માફક ચઢતી થઈ અને હિન્દુસ્તાનના દરેક શેહરો ગામડાઓ વિગેરે ઉપર તેમણે અજવાળું નાખ્યું. એનું એજ કારણ હતું કે ખ્વાજા સાહેબે ઈસ્લામનાં પવિત્ર ફરમાન વિવેક, સભ્યતા, નરમી, ઇસ્લામી ખુબીઓ, કશફ

કરામાતો ઈત્યાદી ઈત્યાદી બેદીન લોકોને તેમના ધર્મના મુકાબલામાં સરખાવીને દેખાડી દીધું. અને ઇસ્લામના પવિત્ર મઝહબની ખુબીઓને તેઓના હૃદયોમાં ઠસાવી આપી અને તેથી ખ્વાજા સાહેબ ઈસ્લામી ધર્મ ફેલાવનારા મહાન નરોમાંના એક નર બની જવા પામ્યા.

આપની સાથે ઘણાંઓએ મઝહબી વાદવિવાદ કર્યા પણ દરેક સામાવાળાઓનાં મન ઉપર ઇસ્લામની ફતેહ ભરીજ છાપ પડતી.

વળી આપે આપનાં વખતમાંજ લોકોને ફેઝ પહોંચાડયો એટલુંજ નહિં પણ હાલમાંબી આપનાં બાતેની (છુપા) તેમ જાહેરી ફેઝનો ચશમો જારી છે પણ તેના માટે દેખનારી આંખોની દરકાર છે.

બુઝરૂગાને દીનની સોહબતમાં બેસવાથી અથવા તેઓના હાલાતો થકી વાકેફ થવાથી માણસ દીન પર દીન ઘણો નેક બનતો જાય છે. અને છેવટે તે આગળ વધીને એક મહાન શકિત ધરાવનારો થઈ જાય છે. પણ જ્યાં સુધી સરકારે દોજહાં પયગમ્બર રસુલુલ્લાહ (સ. અ. વ.)ની ઉલફત (મિત્રાઇ) અને ઓલ્યા અલ્લાહ બુઝરૂગાને દીનની મહોબ્બત હૃદયમાં ઠસાવતો નથી ત્યાં લગી આ શકિત પ્રાપ્ત થતી નથી, અને આ ઉલફત દુન્યાના ખોટા કાર્યોથી એકદમ અલગ રાખે છે

અને તે પરમાત્માનો મહા ફરમાબરદાર થઇ જાય છે, તેમ ખરેખર એક વલીના દરજ્જા પર પહોંચી જાય છે કે જેની સમજ આગળ ઘણી સારી રીતે લખાઇ ગઇ, જેને વાંચી તમો સંતોશ પામ્યા હશો,

મને સંપુર્ણ ખાત્રી છે કે મારા ઇસ્લામી ભાઇઓ આ પ્રસ્તાવનાં વાંચી બુઝરૂગાને દીન ઓલ્યાઅલ્લાહની મહોબ્બત રાખશો, કેમકે જે લોકો તે બુઝરૂગોથી મહોબ્બત રાખશે તેઓનો હશર (મેળાપ) તેજ સાહેબો સાથે થશે. અને તેઓ ઉપર પણ તે બુઝરગોની માફક રહમતે ઇલાહીનો વરસાદ વરસવા લાગશે એના માટે કે તે ઓલ્યા અલ્લાહનો ઝીકર કરવાથી રહમતે ઇલાહીનો નુઝુલ થાય છે. જે મુકામ ઉપર તે સાહેબોનો ઝીકર (વર્ણન) થાય છે. તેજ વખતે તરત તેની નિસબતનો ઝુહુર (જાહેર થવું) થવા લાગે છે, અને પછી ત્યાંની બરકત હંમેશા રહે છે.

આ લઘું પુસ્તક લખવામાં ફારસી, અરબી અને ઉર્દુ પુસ્તકોની મદદ લઇ જ્યાં સુધી થઇ શકયું. ત્યાં લગી આપના જન્મથી લઇ વફાત થયા સુધી આપ મહાન વલી અલ્લાહની કારકિર્દીનું વર્ણન તથા **મીરાં સૈયદ હુસેનની લડાઇનું** વર્ણન એ ઉપરાંત બીજા

વર્ણનો પણ લખ્યા છે. તો પણ આપની કારકિર્દી પુરેપુરી લખાઈ એમ કહી શકાશે નહિ. કેમકે આપના વિષયોને લગતા મોટા મોટા ફારસી, અરબી ગ્રંથો લખાયલા ભરપુર છે તેમાંથીજ આ વર્ણનો લખ્યા છે.

હે વાંચકો, માણુસ માત્ર ભૂલને પાત્ર છે; જેથી આ ટુંક સારની જે કાંઇ ભૂલ જણાય તો સુધારી વાંચવા વિનંતી છે.

વળી આ વખતે મને ભૂલી જવું જોઈએ નહિ કે મારા અંગત મિત્ર ઈબ્રાહીમ મુસેનભાઈ તરફથી જે કંઈ આ પુસ્તક પ્રસિધ્ધ કરવામાં તેમ આ પુસ્તક તપાસી કેટલીક કીમતી સલાહો વીગેરે આપવામાં આવી છે. તેના માટે તેઓ સાહેબનો ખરા જીગરથી માન પુર્વક ઉપકાર માનું છું.

લી૦ કોમનો સેવક,

**સૈયદ મોહમદ સૈયદ અમીરૂદ્દીન કાદરી.**

**નવસારી—**

# અનુક્રમણિકા.

# મુસ્લીમ તવારીખ ઉપર હિંદુ અજ્ઞાનતાનો નમુનો.

નવસારીના એક મુસ્લીમ લેખક ભાઇ ઇબ્રાહીમ હુસેનભાઇએ મુંબઇના મુસ્લીમ લેખક મંડળ ઉપર અજમેર શરીફની તવારીખ માટે એક હિંદુ લેખકે કાઢેલો છબરડો સુધારવા માટે મોકલી આપ્યો હતો. તેની એક નકલ હમે પણ મંગાવી હમારા વાંચકો સમક્ષ રજુ કરવી વાસ્તવીક સમજીએ છીએ. મી. ઇબ્રાહીમ લખે છે કે:–એચ. સી. એન્ડ કુંપની તરફથી ભાષાંતર થઇ પ્રગટ થયેલ અને રા. ગુલાબદાસ ભાઇદાસ વકીલ (સુરત) ને અર્પણ થયેલ પુસ્તક નામે "**હિંદનો પ્રવાસ** અથવા હિંદ અને તેના દેશી રાજાઓ" માં પૃષ્ટ ૨૦૩ થી ૨૧૪ ઉપર અજમેરની તવારીખ લખતાં લખનાર જણાવે છે કે "...........પરંતુ મુસલમાન લોકોની વસ્તી જ્યાં જ્યાં છે ત્યાં આ દરગાહ ઘણી પ્રખ્યાત અને માન પામેલી છે. ખરૂં કહીએ તો તે હિંદુસ્તાનના મક્કા (અહીં લખનારનો ભાવાર્થ મક્કા શરીફ વિષે હોવો જોઇએ.) છે. આ દરગાહમાં મહાન **સૈયદ ખોજા મહમુદ્દીન શિસ્તી કાદીર** વલ્લી જે સામાન્ય રીતે **ખોજા સૈયદ** કહેવાય છે અને જે અજમેરના કાફેર રહેવાશીઓ સારૂ પહેલોજ કુરાન શીખવનાર પાદરી હતો, તેનું સબ છે. સીજીસ્તાનમાં હીજરી સન ૫૨૭ માં તે જનમ્યો હતો અને દિગ્વીજયી (ફતેહમંદ) કુટુંબ સાથે હંદુસ્તાનમાં આવ્યો હતો. હુશેન **આશાદલીની સાથે** તે

પરણ્યો હતો, અને મરતાં સુધી હિંદુસ્તાનમાં રહ્યો. દંત કથા મુજબ તેનું મૃત્યુ ૧૦૮ વર્ષની ઉમરે થયું. તેના મૃત્યુ પછી હિંદુસ્તાનના બાદશાહોએ તેની કબરની આસપાસ હુન્નરની દરેક ખુબી વાપરી નાખી અને બાદશાહ ઔરંગઝેબે ઇ. સ. ૧૬૧૦ માં આ ભવ્ય રોજો બંધાવ્યો.........વીગેરે."

મજકુર લેખપરથી સાફ જણાઇ આવ્યું છે કે આ લેખકે મહાન ઓલ્યા અલ્લાહ હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશતી (રહે.) ની તવારીખ છબરડા ભરેલી ભુલથી લખેલી જણાય છે. અને અગર જાણી બુજીને લખી હોય તો ચીશતીયા ખાનદાનનાં મુરીદોનું ભારેમાં ભારે અપમાન કરેલું ગણાશે. કારણ કે ચીશતીયા ખાનદાનનાં વ્યવસ્થાપક સરદારે ઓલીયા મહાન વલી અલ્લાહનુ નામ મુબારક હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશતીને બદલે "સૈયદ ખોજા મેહમુદન ચીશતી કાદીર વલ્લા" લખવામાં આવ્યુ છે. અને વળી નામ પણ તુચ્છકારથી લખવામાં આવ્યું છે. અને જન્મનું તેમ મૃત્યુનું તેમ રોઝાની બાંધણીની જે સન લખવામાં આવી છે તે પણ ખોટી લખી છે અને હઝરત સૈયદ વજીહુદ્દીનનાં પુત્રી સાથે આપના લગ્ન થયાં હતાં. તેના બદલે ભલતુંજ નામ લખ્યું છે. માટે મારી નમ્ર અર્જ છે કે મજકુર હિન્દુ લેખક પોતાની ભૂલ આ પુસ્તકની અગર બીજી આવૃત્તી છપાય તેમાં જણાવી દેશે. એટલે ખુલાસો કરી દેશે, અને હવે પછી જે કોઇ ઇસ્લામી તવારીખ લખવી હોય તો પુરતી માહીતી મેળવ્યા વગર એવી રીતે ભલતું લખવા કોઇ પણ હિંદુ લેખક પોતાની કલમને કાબુમાં રાખશે એવી આશા છે.




અથવા

## ખ્વાજા મુઈનુદ્દીન ચીશતી (ર.) નું
## જીવન ચરિત્ર.

---

### હમ્દ.

દીલા પેહેલે કર હમ્દે ખાલીકે રકુમ
કે પયદા કીયા ઉસને લોહ વ કલમ
કીસીકો દીયા ઉસને માલ વ મનાલ
કીસીકો દીયા મુઝતર વ તંગ હાલ
કોઈ ખુશ કહી ગમકા સામાન હે
અજબ ઉસકી કુદરત અજબ શાન હે

# હિંદની સ્થાપના કેમ અને કોનાથી થઇ તેનું ટુંક વર્ણન.

હિંદુસ્તાન દેશ કોણે વસાવ્યો અને હિંદ નામ શાપરથી થયું અને વળી આ પૃથ્વીપર કોનાથી કુફ્રસ્તાન ચાલું થયો તેનો જાણવા જોગ બનાવ તવારીખી ગ્રંથોમાં એવી રીતે લખ્યો છે કે, **નુહ (અ.)** ના તુફાન થઈ ગુજર્યા પછી પૃથ્વી કુફ્ર, બીદઅતોથી, પવિત્ર થઇ ગઇ એમ લંબાણ હેવાલનો આ ટુકસાર સમજાવ્યા પછી આ તુફાનમાંથી બચવા પામેલા બની આદમમાંથી **નુહ** (અ.) પોતે અને ત્રણ પુત્રો આપના તેઓની સ્ત્રીઓ સાથે જીવતા રહ્યા કે જેમાં પહેલાનું નામ **હામ**, બીજાનું **શામ**, અને ત્રીજાનું **યાફીસ** હતું. તેઓમાંથી હામ નામના પુત્રને (ખુદાવંદે તાઆલાના હુકમથી) ઉત્તર તરફ પૃથ્વી ઉપર એક મોટા મેદાનમાં જઇ રહેવાનો હુકમ થયો અને હામ, **ખુદાવંદે તઆલાના** હુકમ અને પિતાશ્રીની રજાથી ઉત્તર તરફ આવીને વસ્યા, એમ આ મહાન પ્રશ્નનાં ઉત્તરની ટુંકમાં સમાપ્તી થાય છે. આ મહાન પુરૂષો ઘણી સારી રીતે ખુદાની તારીફ તથા બંદગીની અંદર પોતાની વય પુરી કરવા લાગ્યા અને અલ્લા તઆલાએ તેની ઓલાદમાં વધારો અને બરકત આપી અને તેને છ પુત્રો કે જે ઘણાજ દાનીશમન્દ, બાહોશ અકલમંદ અને હોશિઆરીમાં ભરપુર જન્મ થયાં હતાં. તેમાં એક પુત્ર કે જેનું નામ હિંદ હતુ તે અકકલ હોશિઆરીમાં સૌથી વધુ હતો, હિંદી ભાષા તેનાથીજ નીકળી છે. અને ખુદા પાકની કુદરતથી થોડીજ મુદતમાં તેની ઓલાદ ગોંડ, ભીલ, વીગેરે કોમો હિદમાં ઘણુંજ ફેલી ગઇ અને તે પૃથ્વીનું નામ હિંદ પ્રખ્યાત થઇ ગયું.

જ્યારે આ પૃથ્વી આબાદ અને રૂશકે[1] બહાર થઈ ત્યારે સૌએ મળી તેમાંથી એકને કે જે સૌમાં ઘણો અકલમંદ હતો તેને સરદાર અને પાદશાહ નિમ્યો અને પાદશાહનો રિવાજ ચાલુ કર્યો તે વખતમાં મીસરીઓ[2] અને ઇરાનીઓ[3] કે જેઓ નુહ (અ. )ની વફાત :( મૃત્યુ ) પછી :શેતાનના બેહકાવવાથી બુતપરસ્તી (મૂરતી પુજા) કરવા લાગ્યા, અને હિંદની ઓલાદને કે જે એવા રીતે ખુશ અને આબાદીની સાથે રહેતી હતી. તેને જોઇ હસદની અગ્નીએ ભડકો માર્યો ત્યારે હલ્લો કરીને ફતેહ કરી લીધો. અને આર્યન ભાષાનો રિવાજ ત્યારથી શરૂ કર્યો.

તે મીસરીઓ પણ સૌ ફસાહત, બલાગત (ભાષાની સફાઇ) રાખતા હતાં, તેઓએ પોતાની સફાઇ ઉપર હિંદી બોલીને બનાવી જે સંસ્કૃતના નામે પ્રખ્યાત છે અસલ અર્થ આ બોલીના એમ થાય છે કે સંસના અર્થ સંવારવાના (સફાઇદાર ચોખ્ખા) છે. અને કૃત. બોલીને કહે છે. અને એજ બોલીમાં વેદો, પણ લખવામાં આવ્યા જેની સ્થાપના ગોતમ અને બીયાસથી છે અને તેજ લોકો મીસરી જે વેદના ભણવાવાળા હતા. મીસર, અને બ્રાહ્મણ કહેવામાં આવ્યાં અને પછી તો દીવસે દીવસ ઘણોજ કુફર વધતો ગયો, છેવટે હિંદુસ્તાન ઉપર એવો તો અંધાધુની અંધકાર છવાઇ રહયો હતો કે આ સમયે દેશમાં મહાન સુધારકો ઉત્પન્ન

---

૧. રૂસકેબહાર એટલે વસ્તી વિગેરેથી ભરપુર આબાદ.

૨. ઇજીપ્ત શાહેરનાં રહેવાસીઓ.

૩. ઈરાનના રહેવાસીઓ.

થવાની ઘણી આવશ્યકતા હતી એવી હાલત વેળા **હઝરત ખ્વાજા મુઇનુદીન ચીશતી** (રહે) એ આ દેશમાં પધારી કુફ્રસ્તાન ગારત કરી ઇસ્લામની પવિત્ર રોશનીનો ભારે પ્રકાશ કર્યો કે જેઓનું વર્ણન આગળ વાંચવાથી વાંચકોને માલમ પડશે.

## હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તી હસન સંજરી (રહે)ના જન્મનું વર્ણન.

આપનો જન્મ જમાદીઅલ આખીર માસની તારીખ ૯ મીએ સને ૫૫૨, હિજરીની અંદર જુમેરાતના દીવસે સાંજના વખતે પવિત્ર સ્થળ **શાહેરસંજરમાં** થયો હતો. (કંઇએક લેખકો એમ પણ લખી ગયા છે કે સને ૫૩૭ હીજરીમાં રજબ માસની ૧૪મી તારીખે સોમવારના દીવસે પ્રભાતમાં આપનો જન્મ થયો હતો પણ સાહી તેજ છે કે જે પહેલાં લખવામાં આવ્યું છે.) અને સંજરી આપને એ કારણે કહે છે કે એવણનો જન્મ શાહેર સંજરમાં થયો હતો, અને આપ **સીલસીલે ચીશ્તીયામાં**[1] મુરીદ થયા છે.

આપના માતુશ્રી ફરમાવે છે કે જે વખતે મારો પુત્ર **મુઇનુદ્દીન**

---

[1] ચીશ્ત એક શાહેરનું નામ છે. જે ઈરાકથી સાત દીવસના રસ્તા ઉપર હીરાત નદીના પાસે આવેલું છે તે ઝમાનામાં તેને સાકેલાન કહેતા હતા અને ખાનદાને ચીશ્ત ચાર બુઝરગોથી સ્થાપન થયું છે તે બુઝરગોના નામો મુબારક આ છે: (૧) ખ્વાજા અબુમોહંમદ ચીશ્તી (૨) ખ્વાજા નાસેરૂદીન અબુમોહમદ ચીશ્તી. (૩) ખ્વાજા અબુયુસુફ ચીશ્તી અને (૪) ખ્વાજા કુત્બુદીન મોદુદી ચીશ્તી. આજ શાહેર ચીશ્તના રહેવા વાળા હતા. અને એજ જગ્યાએ ઉપલા બુઝરગોના મઝારો (કબરો) મુબારક પણ છે જેઓ સાહેબોનો સીલસીલો (વંશાવળી) આ બુઝરગોથી મળે છે. તેઓને ચીશ્ત કહે છે,

(રહે.) મારા પેટમાં આવ્યા તેજ વખતથી મારૂં ઘર તમામ દીન અને દુન્યાની બરકત તથા ચમત્કારોથી ભરાઇ ગયું અને મારા તમામ શત્રુંઓ મારાથી મોહબ્બત કરવા લાગ્યા. અને મને સત્ય સત્ય સ્વપ્નાઓ આવવા શરૂ થયાં.

અને ફરમાવે છે કે જ્યારે મારા પુત્ર મુઇનુદ્દીન (રહે.)ના શરીરમાં આત્મા દાખલ થયો તો અરધી રાતથી લઈ સવાપહોર[2] દીવસ ચઢયા સુધી કલ્મએ તોહીદ **લાઇલાહા ઇલ્લલાહો મોહંમદુર્રસુલુલ્લાહ**નો ઝીકર કરવાની અવાઝ આવ્યા કરતી હતી અને જન્મ થયા પછી પણ આપનો એજ પ્રમાણે નિયમ હતો.

અને ફરમાવે છે કે જે વખતે મુઇનુદ્દીનનો જન્મ થયો તે વખતે મારૂં તમામ ઘર નુરથી ભરાઇ ગયું હતું.

**મઝહરે નુરે ખુદા પયદા હુવે**
**ખાસએ રબ્બીલઉલા પયદા હુવે**
**હાદીએ રાહે હોદા પયદા હુવે**
**સરગીરોહે ઓલ્યા પયદા હુવે**
**હઝરત ખ્વાજા મુઇનુદ્દીન હસન**
**આરેફોંકે પેશવા પયદા હુવે**
**નાએબે હઝરત મોહંમદ મુસ્તુફા**
**ખાસ મકબુલે ખુદા પયદા હુવે**

(૨) દીવસના ૧૦-૧૧ વાગ્યા સુધી.

## તાજદારે ઓલ્યા પયદા હુવે
## ચીશ્તીયોંકે પેશવા પયદા હુવે

ખ્વાજા સાહેબ ( રહે. ) અગીઆર વર્ષની વય સુધી નાજુક લાડની સાથે પોતાની માતુશ્રીના ખોળામાં પરવરસ થયા. કેમકે આપના પિતાશ્રી ધણું કરી મુલ્ક અસ્ફહાન અને મુલ્ક ખુરાશાનમાં રહયા કરતા હતા. જે વખતે ખ્વાજા મુઇનુદ્દીન (રહે.) અગીઆર વર્ષના થયા તે વખતે આપના પિતાશ્રી શહેર ઇરાક તરફ તશરીફ લઇ ગયા અને ત્યાંજ વફાત પામ્યા. (કાલુઇન્ના લીલ્લાહે વઇન્ના ઇલયહે રાજેઉન) અગીઆર વર્ષની વયમાં આપે યતીમી (અનાથ) નોશમનોશ ફરમાવ્યો.

## ચુંદુરેં અગર યતીમ શુદ બેશ બહા એ ઓ
## ઝાંકે ખીરદ ફેઝુંન નહદ દુરેં યતીમ રા બહા

યાને ( મોતી જેવું અગર યતીમ હોય. વધારે કિંમતનું. તેનાથી અકલમંદ વધારે રાખે તે મોતી જેવા યતીમની મત) જે વખતે આપના પિતાશ્રી આ જહાંનથી સફર કરી ગયા તો આપના ભાઇઓએ પોતાના માલને વહેંચી લીધો ત્યારે ખ્વાજા મુઇનુદ્દીન (રહે)ના ભાગમાં પણ એક બગીચો આવ્યો.

# હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તી (રહે.)નું પહેલાંજ અલ્લાહ તઆલાની શોધમાં મુસાફરી કરવાનું વર્ણન.

આપનું પ્રરેપુરં વર્ણન કરવાની કાનામાં શકિત હોય કે તે લખી શકે. પણ અહીં ટુંકમાં લખવામાં આવે છે, કે જ્યારે આપની ઉમર શરીફ (વય) અગીઆર વરસની થઇ અને આપના માતુશ્રી તથા પિતાશ્રીના વફાત પામ્યા પછી મીલકતનો ભાગ વહેંચાઇ ગયો. અને આપના ભાગમાં એક બગીચો શુસોભીત હવાદાર ફુલ, પાંદડીઓ, તથા મેવેદાર વિગેરે ઝાડોથી ભરપુર આવ્યો, ત્યારે આપ ઘણું કરી તેજ બગીચા હવાદારની અંદર તશરીફ લઇ જયા કરતા હતા.

આપ માદરઝાદ ( માતુશ્રીના ગર્ભથીજ ) વલી મહાન બુઝરૂગ અદભુત આત્મા શકિત ધરા નારા હતા! પણ આપનું જાહેરમાં દુન્યાને છોડી દેવાનું કારણ મોઅતબર ગ્રંથોમાં નીચે પ્રમાણે લખ્યું છે.

એક દીવસ આપ દરરોજના નિયમ પ્રમાણે તેજ બગીચામાં તશરીફ લઇ ગયા હતા, એટલામાં હઝરત ખ્વાજા શેખ ઇબ્રાહીમ કન્દોઝીમજઝુબ (રહે.) (અલ્લા તઆલાના હુકમથી) તે બગીચામાં રોનક અફરોઝ થયા. (આવ્યા) તે વખતે હઝરત ખ્વાજા મુઇનુદ્દીન (ક.) એ મજઝુબ સાહેબ, (રહે.)ની ઘણી ખાતીર તવાઝો (તાઝીમ) કીધી અને એક ઝુમકો અંગુરનો (દરાક્ષ) તાજો ઘણો સારો લાવી મજઝુબ સાહેબ (રહે.) ને

આપ્યો ત્યારે મજઝુબ સાહેબ (રહે.) એ તે અંગુરો ખાઇ ઘણુ ખુશ થઇ પોતાના ગલીમ મુબારક (કપડાનો મોટો ટુકડો)માંથી એક ખોળનો ટુકડો કાઢીને પોતે તેને થોડુંક ચાવી પોતાના મોઢાના થુકમાં તર કરી ખ્વાજા મુઇદ્દીન (રહે.) ને મહેરબાની અને ઉપકારથી અતા ફરમાવ્યો.

પછી આપે મોઢા મુબારકમાં નાખી દીધો તેના ખાવાની સાથેજ આપના હૃદયથી દુન્યાના તમામ કારોબારો દુન્યાથી બીલકુલ ઠંડા થઇ ગયા અને તેજ વખત ખ્વાજા સાહેબ (રહે.) એ બગીચો વિગેરે સૌ માલ અસબાબ રાહે ખુદામાં આપી દીધો! અને અલ્લા તઆલાની શોધમાં મુસાફરી ઇખત્યાર કીધી.

## હઝરત ખ્વાજા મુઇનુદ્દીન (રહે.) નું મુસાફરીમાં તે વખતના બુઝરૂગોથી ફેઝ હાંસલ કરવાનું વર્ણન.

ખઝીનતુલ અસફીયા વિગેરે બીજા ગ્રંથોમાં પણ લખ્યુ છે કે પહેલાં આપ શહેર **સમરકંદમાં** તશરીફ લઇ ગયા **અને** ત્યાં હઝરત **હીસામુદ્દીન** બૂખારી સાહેબની ખીદમતમાં (પાસે) રહીને કુરઆન શરીફ હીફ્ઝ (મોઢે) કર્યો. તથા થોડાજ દીવસોમાં તમામ જાહેરી ધાર્મીક ઇલ્મોનું જ્ઞાન મેળવી મુલ્કે ઇરાક તરફ રવાના થયા.

પછી હારૂનમાં[1] પહોંચીને કીદવતુસ્સાલેકીન, જુબદતુલ આરેફીન, **હઝરત ખ્વાજા ઉસમાન હારૂની** (રહે.) થી ન્યાઝ હાંસીલ કર્યો અને વીસ વરસી સુધી ત્યાં રહીને તમામ પ્રકારનું

(૧) હારૂન, એક શહેરનું નામ છે.

વિદ્યા અભ્યાસ કરી જાહેરી, ધાર્મિક, બાતેની, આત્મીક (રૂહાની) વિદ્યાથી ભરપુર થઇને ખીરકએ ખીલાફત હાંસીલ કર્યો

પછી ત્યાંથી રજા લઇ મુકામ **સંજર**માં પધાર્યા કે જે **બુગદાદ** શરીફથી સાત દીવસના રસ્તા ઉપર છે ત્યાં જનાબ શેખ **નજમુદ્દીન** (રહે.)ની પાસે અઢી માસ મુકામ કરીને **જીયાલ**[1] તશરીફ લઇ ગયા.

અને જનાબ **પીરાનપીર દસ્તગીર ગોસુસમદાની. મહેબુબે સુબ્હાની હઝરત શેખ અબ્દુલ કાદીર મહેયુદ્દીન જીલાની** (ક. દ.)થી ન્યાઝ હાંસીલ કર્યો વળી ખ્વાજા સાહેબે પોતાની તસનીફ કરેલી "ઇનસુલ અર્વાહ," નામની કિતાબમાં લખ્યું છે કે મે શહેર બુગદાદ શરીફમાં પહોંચ્યો તો ખ્વાજા **ઉસમાન હારૂનીની** તલાશ કરતા લોકોથી ખબર મલી કે તેવણ હઝરત ખ્વાજા જનેદ બુગદાદી (રહે.)ની મસજીદમાં નમાઝના માટે તશરીફ લઇ ગયા છે. ત્યારે હુ પણ ત્યાં જઇ પહોંચ્યો અને પીર સાહેબથી મુલાકાત કીધી. ઘણાક મશાઇખો તે વખતે ત્યાં હાઝીર હતા. તે વખતે મને હુકુમ ફરમાવ્યો કે બે રકાઅત નફીલ નમાઝ અદા કર" આપના ફરમાન મુજબ મે બેરકાઅત નમાઝ ગુજારી પછી **સુરએબકર** દુરૂદ શરીફ વિગેરે પઢવા હુકમ ફરમાવ્યો. તે પણ હુકમ પ્રમાણે પઢયો તે પછી **પીરસાહેબે** મારો હાથ પકડીને આસમાન તરફ નજર કરીને ફરમાવ્યું કે અય ખુદાવન્દે **કરીમ** હુ એને તારે સ્વાધીન કરૂં છું. આ આપનું કહેવુ હતુ કે તમામ દીલ મારૂં રોશન થઇ ગયું અને તમામ આસમાન જમીન વિગેરે

---

(૧) કસબે જીયાલ. ઘણો સારો પહાડની બાજુમાં આવેલો છે જ્યાં નુહ (અ.) ની કિશ્તી ને કયામ મળ્યો હતો અને હઝરત પીર દસ્તગીર એમણે એ કસબાને ખરીદ કરી પોતાની ઓલાદને માટે વકફ કરી આપ્યો હતો.

સૌ મારી નજર આગળ થઇ ગયું. અને મારી દીલી મતલબ પુરી થઇ ગઇ પછી એક ઇંટ આપની સામે પડેલી હતી તેને ઉઠાવવાનો મને હુકમ આપ્યો. તો તે મારા હાથમાં આવતાંજ સોનાની થઇ ગઇ અથવા એક મુઠ્ઠી દીનારથી બદલી ગઇ પછી હુકમ થયો કે એને ફકીરોમાં વહેંચી આપો અને મારી ખીદમતમાં રહો.

ત્યાર બાદ ૩૦ વરસ સુધી આપ પોતાના પીર રોશન ઝમીરની ખીદમતમાં રહયા. મુસાફરીમાં પોતાના મુર્શીદની પથારી ઉઠાવી લઇ જતા હતા, પીર સાહેબ ખ્વાજા સાહેબને સાથે લઇ મકકા શરીફ ગયા અને ત્યાં એક દીવસ આપે ખ્વાજા ગરી બુન્નવાઝ (રહે)ના માટે ખાનએ કાઅબામાં જઇને દુઆ માંગી ત્યારે ગેબી અવાજ આવ્યો કે "મુઇનુદીન અમારો દોસ્ત (મિત્ર) છે અમોએ તેને કબુલ કર્યો"

પછી એવીજ રીતે ત્યાંથી બન્ને રૂહેઓ મદીના મુનવ્વરામાં પધાર્યાં અહી જનાબ હઝરત પયગમ્બર રસુલુલ્લાહ (સ. અ. વ.) ના રોઝા મુબારક ઉપર ખ્વાજા સાહેબ અને આપના પીર બન્ને હાજર થયા.

ખ્વાજા સાહેબને મુર્શીદે (પીરે) ફરમાવ્યું કે "મુઇનુદીન સલામ કરો" આપે હુકમ પ્રમાણે સલામ કર્યો ત્યારે રોઝા મુબારકના અંદરથી જવાબ આવ્યો." વઅલયકુમુસ્સલામ, યા કુતબુલ મશાયેખ આ જવાબને આપના મુર્શીદે પણ સાંભળ્યો અને ફરમાવ્યું કે અય મુઇનુદીન (રહે) હવે તમારૂ કાર્ય સંપુર્ણ ખુદા અને ખુદાના પ્યારા હબીબે બનાવી દીધું અને આ કામીલ દરજ્જો તમને મલી ચુકયો."

૧૦૦૮૧



પછી બુગદાદ શરીફ આવી હઝરત **ખ્વાજા ઉસ્માન હારૂની** (રહે) એતેકાફમાં બેઠયા અને ખ્વાજા મુઇનુદ્દીન (રહે) ને મુસાફરી કરવાની રજા આપી.

**ખ્વાજા** સાહેબ પાંચ માસ સાત દીવસ બુગદાદ શરીફમાં રહ્યા. અને એક હુજરો બંધાવી તેમાં છીલ્લા કશી કરતાં હતા જે હમણા સુધી **જેલાન**માં મોજુદ છે કહે છે કે જ્યારે આપ પોતાના પીરથી રજા લઇને રવાના થયાં તે વખતે આપની વય (પર) વરસની હતી પછી આપ બુગદાદ શરીફથી રવાના થઇને શહેર **બદખશા**માં પહોંચ્યાં ત્યાં એક બુજરૂગ સાહેબ સાથે ખ્વાજા સાહેબની મુલાકાત થઇ જેઓ હઝરત **ખ્વાજા જનેદ બુગદાદી** (રહે.)ના વશંજોમાંથી હતા, અને તેઓની વય એકસો ચાલીસ વરસની હતી મોટા આબેદ, મુત્તકી (પરહેઝગારી સાથે ખુદાની ઘણી બંદગી કરનારા ) હતા, પણ એક પગે લંગડા હતા.

ખ્વાજા સાહેબ એક પગે લંગડો જોઇ અચરજમાં પડયા અને પગ લગડો કેમ થયો તેનું કારણ પુછ્યું જેઓએ જણાવ્યુ કે યા હઝરત, હું એક મુદ્દત થઇ અહીંઆ એતેકાફ ( ખરા અંતર કરણથી ખુદાની ઇબાદત-કરવા માટે એક ઠેકાણે બેસી રહેવું)ની હાલતમાં છું અને અહિંથી હું એક પગ પણ આગળ ચાલીને ગયો નથી એક વખત મારા નાપાક નફસે મને ઉશકેર્યો અને જેથી નાપાકનફસની ઇચ્છાનુસાર અહીથી ઉઠીને આગળ વધવાની મારી ધારણા થઇ, અને મેં હજુ એકજ પગ આ જગ્યા પરથી ઉઠાવી બહાર આગળ મુકયો કે ગેબથી અવાજ

આવી કે " કેમ એવોજ વાયદો હતો કે ?" ગેબથી અવાજ સાંભળતાની સાથેજ હું ઘણો બેહદ શર્મીંદો થયો અને તરતજ મેં એક છરી હાથમાં લઇને જે પગ આ જગ્યાથી બહાર વધ્યો હતો તેને કાપી નાંખ્યો, આ વાતને આજે ચાલીસ વરસ થવા જાય છે. પરંતુ આજ દીન સુધી મને એ શર્મીન્દગી યાદ રહી છે અને હું ખ્યાલ કરૂં છું કે કયામતના દીવસે દુરવેશાને ખુદાને કેવી રીતે મોઢું બતાવીશ. એના બાદ બુખારામાં કંઇ એક દુરવેશોથી મુલાકાત લીધી,

## આપને ખીલાફત કયા બુઝરૂગોથી મળી તેનું વર્ણન.

હઝરત ખ્વાજા **મુઇનુદીન ચીશ્તી** (રહે.)ની બેઅત અને ખીલાફતના જુદા જુદા વખતો કંઇ એક તવારીખોમાં લખેલા નીચે પ્રમાણે જણાય છે.

રબીઉલ આખેર માસના ૧૭મી તારીખે સને ૫૪૪ હિજરીમાં હઝરત ખ્વાજા **હસન અકદાની** ( રહે. )થી બાતીની ( રૂહાની ) ફેઝ મળયો.

રમઝાનુલ મુબારક માસની બીજી તારીખે સને ૫૪૬ હિજરીમાં જુમ્મોના દીવસે મસજીદે ચીસ્તીયામાં **હઝરત ખીદર** ( અ. )થી બેઅત હાસીલ થઇ.

સવ્વાલ માંસની દસમી તારીખે સને ૫૬૦ હિજરીમાં શનીવારના દીવસે ઝોહોરના ટાઇમે ખીલાફત અને અમાનત **ખ્વાજા ઉસમાન હારૂની** ( રહે. ) થી હાંસલ કીધી.

સવ્વાલ માસની અગીઆરમી તારીખે સને ૫૬૦ હિજરીમાં જુમ્માના દીવસે સાંજના વખતે એક ખુલખાનામાં ( મુતિરથાનમાં ) જઇને આલમે રૂહાનયતની અંદર જનાબ સરવરે કાએનાતના હાથ મુબારકથી ખીરકો ( ઝબ્બો ) મુબારક અને અમામો મુબારક પામ્યો. અને ખીલાફત મુકરર આપને શેખથી હાંસીલ થઇ.

જીલહજ માસની ૨૦ મી તારીખે ૫૬૯ હિજરીમાં બુધવારના દીવસે અસરની નમાઝ વખતે જુના બુગદાદ શરીફમાં હઝરત ગોસુલ આઝમ પીરાનપીર દસ્તગીર **શેખ અબદુલ કાદીર શેખ મહેયુદ્દીન** જીલાની ( રહે. ) થી રૂહાની અને જાહેરી મોઆનેકે થયો (ભેટયા )

જયારે આપ મુસાફરી કરતા કરતા પાછા બુગદાદ શરીફમાં પહોંચ્યા તો પોતાના મુર્શીદને ( પીરને ) ત્યાં મળયા. તેવણુ તે વખતથી મોઅતકીફ થઇ ગયા. અને ફરમાવ્યું કે " આજથી અમો બહાર આવીશું નહીં તમો અમારી પાસે આવ્યા કરો. " ખ્વાજા સાહેબ જયારે પોતાના મુર્શીદની ખીદમતમાં જતા તો આલમે રૂહાનીથી ભરપૂર થઇ આવતા. પછી છેવટે મુર્શીદે આપને નસીહતો વિગેરે જે કઇ કહેવાનું હતું તે કહી પોતાના હાથ મુબારકનો અસો ( હાથમાં પકડવાની મોટી લાકડી ) અતા ફરમાવ્યો. અને ઇસમે આઝમની તલકીન કીધી અને મુસલ્લો અને ખીરકો ( જબ્બો ) બીજો આપી કહ્યું કે લીયો આ હમારી યાદગાર છે. હવે તમો જેને એના લાયક સમજો તેને સ્વાધિન કરશો.

સવ્વાલ માસની ચોથી તારીખે સને ૫૮૧ હિજરીમાં સોમવારના દિવસે **હઝરતશાહ અવેશી અબદાલથી** પહેલાં ફેજ મળયો.

**અરવરે દો જહાં મુઈનુદ્દીન.**
**મહેરબાને ઝમા મુઈનુદ્દીન.**
**ફેઝ દરીયાએ જુદસે તેરે.**
**પાતા હે એક જહાં મુઈનુદ્દીન.**
**આપકા રૂત્બા કયા કોઈ સમજે.**
**અયસાહે ઇન્સોજાં મુઇનુદ્દીન.**
**છોળકર સલામેં કહાં જાઉં.**
**આપકા આસ્તાના મુઇનુદ્દીન.**
**સારે હિંદુસ્તાનમેં વલ્લાહ.**
**આપસા હે કહાં મુઇનુદ્દીન.**



## પયગમ્બર રસુલલ્લાહ ( સ. અ. વ. ) ના હુકુમથી શહેર અજમેર શરીફમાં તશરીફ લાવવાનું વર્ણન.

ખઝીનતુલ અસફીયા, નામના ગ્રંથમાં લખ્યું છે કે જ્યારે હઝરત ખ્વાજા **મુઇનુદ્દીન** ( કદ. ) પોતાના પીર રોશન ઝમીરથી રજા લઇને રવાના થયા, તો આજુબાજુ દુન્યામાં પ્રકાશ થયો અને મુસાફરી ઇખત્યાર કીધી. જ્યાં આપ પહોંચતાં ત્યાં કબરસ્તાનમાં

મુકામ કરતા હતા, અને જ્યાં આપ પ્રખ્યાત થવા લાગતાં ત્યાંથી એવા છુપી રીતે ચાલ્યા જતા હતા કે કોઇને ખબર પડતી નહી.

થોડા દીવસોમાં આપ મક્કા શરીફ પધાર્યા. અને ત્યાંથી મદીના મુનવ્વરામાં હાજર થઇ હઝરત પયગમ્બરે ખુદા મોહમદ મુસ્તુફા (સ.) ના રોઝએ મુબારકની ઝીયારતથી મુશર્રફ (પાવન) થઇને તે પવિત્ર મુકામમાં રહેવાનું કરી ઇબાદત (બંદગી)ની અંદર મશગુલ થયા, અને દરરોજ ઘણીજ ઇબાદતમાં મશગુલ રહેતા હતા તેવામાં એક દિવસ પયગમ્બર મોહમદ (સ) ના પવિત્ર રોઝએ મુનવ્વરાથી અવાજ આવ્યો કે "મુઇનુદીનને હાજીર કરો." ત્યારે ખાદીમોએ રોઝએ મુબારકમાં આરજુ કીધી અને મુઇનુદીન કહી અવાજ (હુકમ) આપી તે પરથી માલમ પડયું આ નામ પાકના રોઝએ મુબારકમાં ઘણા માણસો છે. તેના માટે ખાદીમોએ રોઝએ અનવર ઉપર જઇ અરજ કીધી, કે યા રસુલુલ્લાહ. (સ.) અહીં આ નામના ઘણાં માણસો હોવાના કારણે જાહેરમાં કોઇ ખાસ પતો અથવા નિશાની અમને મળવી જોઇએ? ત્યારે નીદા મુકર્રર આવી કે મુઇનુદીન ચીશ્તીને બોલાવો।

ત્યાર પછી દરગાહના ખાદીમો હઝરત ખ્વાજા ગરીબનવાઝ (કદ.) ને રોઝએ મુનવ્વરા ઉપર લઇ ગયા તે વખતે આપની હાલત અચંબો પમાડનારી હતી અને ઘણી આજીજી તથા દરદ પઢતાં પઢતાં રોઝએ મુબારક ઉપર હાઝીર થઇ ઘણાં અદબ સાથે હાથ જોડી ઉભા રહ્યા હતા. એટલામાં અવાજ આવી કે અય કુતબુલ મશાએખ, પાસે આવ. પછી આપ

વુજદની (મરત થઇ) હાલતમાં અંદર હાઝીર થઇ હઝરત સર વરે કાએનાત મુફખ્ખરે મૈજુદાત રહમતુલ આલમીન મેહબુબે ખુદા અહમદ મુજતુબા મોહમદ મુસ્તફા સલ્લાલ્લાહો અલયહે વસલ્લમથી મુશર્રફ થયા.

### શએર.

## ચાહતે હેં જીસકો બુલાતે હેં વોહ.
## દોલતે દીદાર દીખાતે હેં વોહ.

બાદ હુકુમ થયો કે અય મુઇનુદ્દીન તું ખાસ હમારો છે અને હમારા દીનનો મદદગાર છે, હિંદુસ્તાનની વીલાયત અમો તમને સોંપીએ છીએ. હવે તમને લાઝીમ છે કે હિંદુસ્તાન તરફ જાઓ. અને ત્યાં અજમેર નામનો શહેર છે તે જગ્યાએ અમારો એક ફરજંદ (પુત્ર) સૈયદ હુસેન પણ જેહાદને (ઇસલામ માટે લડાઇ કરવું.) લીધે ગયા હતા. અને તેઓને ત્યાં કાફીરોએ શહીદ કરી નાંખ્યા છે. અને શહેરમાં હમેશાં પ્રમાણે પાછો કુફર ચાલુ થઇ ગયો છે. માટે તમારા જવાથી ફરી ત્યાં દીન ઇસ્લામની લાઇટ રોશન થશે અને કાફીરો ગારત થઇ તમારી બરકતથી બારે ઇસ્લામનો ત્યાં પ્રકાશ થશે.

આપે અરજ કીધી કે તમારા હુકમને જલદીથી પૂરો પાડવાને લીધે હું તૈયાર છું પણ હિંદુસ્તાન અને શહેર અજમેરથી વાકેફ નથી. કયા તરફ જવું ? કયાં જઈ રહેવું ? એ સર્વ માલમ પડવાથી આપનો હુકુમ બજાવી લાવવાને શકિતવાન છું ત્યાર બાદ હઝરત પયગમ્બર (સ.) એ એક અનાર (દાડમ) હઝરત ખ્વાજા સાહેબ (રહ)ના સામે મૂકયો. અને આપને આપી દઇ કહ્યું કે એની ઉપર જુઓ કેમકે એ જોવાથી માલમ પડી જશે કે તે શહેર કયાં છે.

હઝરત ખ્વાજા સાહેબ ( કદ. ) એ તે દાડમની અંદર તમામ રૂએ જમીન ( આસમાન તથા પૃથ્વી )ને જોઈ લીધી અને શહેર **અજમેર** શરીફને સારી રીતે પુરેપુરૂં જોઇ ઓળખી લીધું. અને ફાતેહાખેર હજુરમાં પઢી મદદ માગી. આપની રજા લઇ આપના હુકુમ પ્રમાણે હિંદુસ્તાન તરફ ૪૦ માણુસો સહીત રવાના થયા.

પછી ત્યાંથી આપ મુસાફરી કરતા કરતા મુલ્કે હિંદુસ્તાનમાં દાખીલ થયા, અને શહેર લાહોરની અંદર પહોંચી એક મહીના સુધી પુરનુર **હઝરત મખદુમઅલી** હજવેરી ( કદ.)ની પવિત્ર દરગાહ શરીફ પાસે પથારી નાખી રહ્યા, અને **સેખ હુસેન ઝન્જીની**ની ભેટ લીધી.

પછી આત્મીક (બાતીની) જ્ઞાનનું ત્યાં કુચ હાંસીલ કરી શહેર લાહોરથી દિલ્લીમાં પધાર્યા, અને અહીં માત્ર થોડાજ દીવસ મુકામ રાખી અજમેર શરીફ રવાના થયા.

રીવાયત છે કે જ્યારે આપ ક્રમે **સમાના** હવાલએ પીટયાલામાં પહોંચ્યા તો રાજા રાએપૃથુરાજના માણુસો જે ત્યાં હાજર હતાં, તેઓએ ખ્વાજા સાહેબ ( રહે. )ની સુરત જોઇ ઓળખી લીધા. અને આપને દગલબાજી આપવા ઇચ્છા કીધી અને કહેવા લાગ્યા કે અગર હુકુમ હોય તો કોઇ સારી જગ્યાનો આપને માટે બંદોબસ્ત કરીએ, ત્યાં આપને દરેક રીતે ઘણો આરામ રહેશે.

હઝરત ખ્વાજા સાહેબે મુરાકીબો (આત્મીક બળથી જોવું તે) કર્યો તો શું જુએ છે કે પયગમ્બર (સ. અ. વ.) એ ફરમાવ્યુ અય મુઇનુદીન, આ લોકોની વાત હરગીઝ માનવી નહી આ લોકોના નૈયત ખરાબ છે.

પછી હઝરત ખ્વાજા સાહેબ (રહે) એ તે લોકોની સાંભે થઇ ફરમાવ્યું કે ફકીરોને પરમાત્મા વગર કોઇથી ગરજ નથી. અને મુરાકીબામાં આપે જે કંઇ જોયું હતુ, તેનું સૌ પોતાના સાથેવાળાઓથી વર્ણન કર્યું અને અજમેર શરીફની તરફ રવાના થયા.

અજમેર રાજ્યના રાજા પૃથ્વીરાજની માતા ઘણી નજુમી હતી. તેણે થોડાક વર્ષો પહેલાં રાજાથી કહી આપ્યું હતું કે તને કોઇ પાદશાહ અથવા રાજાથી હાર મળશે નહીં પણ એક ફકીર આવશે તે તને હાર આપશે। રાજા પૃથુરાએ પહેલાંથી પોતાની માતા અને જોશીઓના કહેવા પ્રમાણે રાજ્યના ચારો તરફના સુબાઓના નામ ઉપર હુકમનામાઓ ચાલુ કરી આપ્યા કે આ આકૃતીનો (શીકલનો) દુરવેશ ( ફકીર ) અગર આવે તો મારી નાંખવો.

પછી આપ ૪૦ ખાદીમેના સાથે જાહેરન રીતે તશરીફ લાવ્યા, પણ કોઇબી શત્રુ રસ્તામાં પુછવાવાળો મળ્યો નહી. અહીં સુધી કે આપ અજમેર શરીફમાં સને હિજરી ૫૬૧ના મોહર્રમ માસની દસમી તારીખે દાખીલ થયા અને પ્રથમ શહેરના બહાર પીપલાના ઝાડ નીચે મુકામ કર્યો તે અજમેરના રાજાના ઉટો

બેસાડવાની જગ્યા હતી, તેના માટે રાજાના કામદારોએ કહ્યું કે આપ અહીં મુકામ કરો નહી અને આ જગ્યા છોડી દો. અહી રાજા સાહેબના ઉંટો બેસે છે. આપ અહીં કોના હુકમથી રહ્યા છો? હઝરત ખ્વાજા સાહેબે હુકમ ફરમાવ્યો કે ઘણું સારૂં. અમો જઇએ છીએ, ભલે તમારા રાજાના ઉંટોજ બેસી રહેશે, એ પ્રમાણે કહી આપ ઉભા થઇ ગયા અને ચાલીસ ખાદીમો સાથે અનાસાગર તળાવના કિનારે જઇ મુકામ કર્યો, તે અનાસાગર તળાવની આજુ બાજુ ઘણા મૂર્તિસ્થાનો હતા. ત્રણસો પચાસ પૂજારીઓ તે મૂર્તિસ્થાનોમાં રહ્યા કરતા હતા, અને સાડાત્રણ મણ તેલની રોશની અજમેરના રાજા તરફથી તે મૂર્તિસ્થાનોમાં થયા કરતી હતી.

પહેલાં જે મુકામે આપ બેઠા હતા તે મુકામે અજમેરના રાજાના ઉંટો આવ્યા અને તમામ જમીન ઉપર બેસી પડયા. જ્યારે સવાર પડી તો ત્યાંથી ઉંટવાળાઓએ ઉંટો ઉઠાવવાનું કર્યું. પરંતુ ઉંટો ઉઠી શકયાં નહી અને ઉંટોની છાતી જમીન સાથે જોડાઇ ગએલી હતી. આ જોઇ ઉંટવાળાઓ હેરાન થયા, અને ઊંડા વિચારમાં પડયા, અને તેઓએ રાજાને ખબર આપી તે રાજાએ ઉંટવાળાઓથી કહ્યું કે તમો લોકોએ એ રાતના જે ફકીરને તકલીફ પહોંચાડી હતી તેની પાસે જઇ હાથ જોડી તકસીર (ભૂલ)ની માફી માંગી રાજી કરો કેમકે તેઓની બદદુઆથી આ ઉંટો બેસી ગયા હતા, તો તેઓનીજ દુઆથી

(આશીર્વાદથી) આ ઉંટો ઉભાં થશે! અમો આ કામમાં કંઇ કહી શકતા નથી.

છેવટે તે બધા ઉંટવાળાઓ મળીને ખ્વાજા સાહેબની સેવામાં જઇ હાથ જોડી બોલવા લાગ્યા કે સાહેબ અમારી તકસીર મઆફ કરો. તે વખતે ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે જાઓ તમારા ઉંટો ઉઠવાનો પરમાત્મા તરફથી હુકુમ થઇ ચુકયો છે એ ઉંટવાળાઓ ઉંટોના ટોળામાં આવ્યા, અને જુએ છે તો પોતાની મેળે સધળા ઉંટો ઉભા હતા. આ વાતની ખબર ઇસ્લામના દુશ્મનોમાં વિજળીની પેઠે પ્રસરી અને સધળાઓ મળીને અજમેરના રાજા પાસે ગયા અને કહેવા લાગ્યા કે એક માણસ બીજા ધર્મનો આપણી મૂર્તિસ્થાનમાં આવીને રહયો છે, અને તે આ સ્થળે રહેવાને પાત્ર નથી માટે તેને કહાડી મુકવાનો હુકુમ થવો જોઇએ.

ત્યારે રાજાએ યોગ્ય અમલદારોને મુકરર કરી હુકુમ આપ્યો કે તે ફકીરને તળાવના કિનારેથી દુર કરો, એટલુંજ નહી પણ આપણા મુંલકમાં તે રહી નહીં શકે એવો બંદોબસ્ત કરો, મતલબ કે ખ્વાજા સાહેબને કહાડવાના ઇરાદાથી અમલદારો વીગેરે ખ્વાજા સાહેબ પાસે ગયા. જે વખતે તેઓ બધાં આપની પાસે આવ્યા, ત્યારે તે બધાનો મનસુબો ખ્વાજા સાહેબને તકલીફ પહોંચાડવાનો થયો હતો,

હઝરત ખ્વાજા સાહેબ તો પહેલાંથીજ આ તેમના મનસુબાથી વાકેફ થઇ ચુકયા હતા જેથી આપે એક મુઠી ધુળની

લઇ તેની ઉપર **આયતુલ કુરસી** પઢીને આવેલા કામદારોના ટોળાં પર નાંખી, આ ધુળ જે જે માણસો ઉપર પડી તેમાંથી કંઈ એક દીવાના (ગાંડા) થઇ ગયા. તથા બીજા સર્વે સુકાઇ ગયા અને બધા અવ્યવો હાલતાં ચાલતાં બંધ પડી ગયા અને જેઓ નસીબ જોગે બચી ગયા હતા, તેઓ નાસી છુટયા અને રાજાની પાસે જઇ તમામ હાલ વર્ણન કર્યો, બીજા દીવસે પાછા તે હિંદુઓ જે અજમેરના રાજા તરફથી કહેવાતા મૂર્તીસ્થાનોમાં **રામદેવ મહન્ત,** સરગના સરદારના હાથ તળે નીમેલા હતા, તેઓએ એકઠા થઇને **હઝરત** ઉપર હલ્લો કર્યો.

જે વખતે આપની પાસે તે કારીગરો પહોંચ્યા તે વખતે તેઓના શરીરો ધ્રુજવા લાગ્યા અને સૌના ઉપર હઝરતનો મોટો ખોફ (ભય) બેસી ગયો અને સૌ આપથી કાંપવા લાગ્યા, આ ચમત્કાર જોઈ રામદેવ, મહન્ત, કે જે સરદાર અને મોટો તે જમાતનો હતો. તે જમાત બહાર નીકળી હઝરતના કદમો મુબારક ( પગો ) ઉપર પડયો, અને કદમોને બોસો આપી આપના હાથ હક પરસ્ત ઉપર તોબા કરી દીન **ઇસ્લામથી** મુશર્રફ ( પાવન ) થયો ( ઇસ્લામી ધર્મ ધારણ કર્યો ) અને પોતે રામદેવે, લાકડીઓ તથા ઇંટો ઉઠાવીને તે જમાઅત તરફ ફેંકી સૌને નસાડી આપ્યા.

પછી હઝરત **ખ્વાજા મુઇનુદ્દીન ( રહે. )** એ એક પ્યાલો ( વાટકો ) પાણીનો દમ કરી રામદેવ મહન્તને આપ્યો, તે પાણી પીતાંજ રામદેવનો આત્મા આરસી જેવો સાફ થઇ ગયો અને

**અલ્લાહુતઆલાના** નુરે તેના દીલને રોશન ( પ્રકાશમય ) કરી આપ્યુ. અને તે આપનો મુરીદ થઈ ગયો, આપે તેનુ **શાદી દેવ,**[1] નામ રાખી પૂરા કમાલને પહોંચાડી આપ્યો.

રાજા અજમેરે આપની આ કરામતનું વર્ણન સાંભળી કહ્યું કે આ જમાત જાદુગરોની છે. માટે કોઇ મોટો જાદુગર હોય તો, તે આ લોકોની સાંમે થઇ શકે. એમ કહી રાજાએ **જેપાલ** નામનો જોગી જાદુગર કે જે ઇલ્મે જાદુ ઘણુંજ સારી રીતે જાણતો હતો, અહીં શુધી કે તે જમાનામાં તેના કરતાં વધુ જાણનારો ઇલ્મે જાદુ કોઇ હતો નહી. તેને બોલાવીને આપની સાંમે હાજર કરવાનું મુકર્રર કર્યું.

છેવટે **જોગી જેપાલે** પોતાની સાથે દોઢ હજાર ચેલાઓ એવા લીધા કે તે જેપાલ જેટલુ જાદુ રાખતા હતા, તેઓને સાથે લઇ હઝરત **ખ્વાજા** સાહેબ ( રહે. ) ના સાંમે આવ્યા, જ્યારે આપને જેપાલ જોગીના આવવાની ખબર થઇ, ત્યારે આપે પોતાનો અસામુબારક ( હાથમાં પકડવાની લાકડી ) એક ખાદીમને આપ્યો અને કહ્યું કે અમારી જમાતની આજુબાજુ આ લાકડીથી એક લીટી પૃથ્વી ઉપર, કુંડાલા પ્રમાણે કરી આપો કે તેની અંદર **ઇન્શા અલ્લાહો તઆલા,** જાદુ કોઇ પણ રીતે અસર કરી શકશે નહીં અને કોઇને ઇજાબી પહોંચશે નહીં ! જ્યારે જાદુગરોએ તે કુંડાલાની અંદર પગો મૂકવા, કે તરતજ

નોટ ૧-શાદી દેવ એટલે હીંદી ભાષામાં આરામ. એસ આપનારો એમ થાય છે.

ઉંધે મોઢે નીચે પડયા, છેવટે જાદુગરોની જમાઅતે આ રીવાજોથી અનાસાગર તળાવ ઉપર મુકામ કર્યો કે આ તળાવના પાણીને આપ સુધી જવા દેવું નહીં; ત્યારે આપે રામદેવ, અહેન્ત, નવ મુસલીમ જેનું શાદીદેવ, નામ રાખ્યું હતું. તેને હુકુમ કર્યો કે જેવી રીતે થઇ શકે તેવી રીતે એક પ્યાલો પાણીનો તે તળાવમાંથી ભરી લાવ.

રામદેવ ખ્વાજા સાહેબના હુકુમ પ્રમાણે પ્યાલો લઇ અનાસાગર તળાવના કિનારા ઉપર ગયો અને પ્યાલાને તળાવમાંથી ભરવા લાગ્યો એટલે તમામ પાણી તળાવનું તે પ્યાલામાં આવી ગયું. અહીં સુધી કે તળાવમાં એક ટીપું પાણીનું રહ્યું નહી. વળી તઆજુબની વાત એ છે કે તે પ્યાલો પૂરો ભરાયો પણ નહીં અને તળાવ એવું સુકું થઇ ગયું કે જેવું તેની અંદર પાણી હતુંજ નહીં અને આપનો તમામ વપરાટ પાણીનો તેજ પ્યાલા પાણીથી થતો હતો તે છતાં પાણી ઘટતું નહતું. તે પ્યાલો પાણી ભરવાથી તળાવ અનાસાગર ઉપરાંત તમામ કુવાઓમાંથી પણ પાણી સુકું થઇ ગયું હતું. વળી જાનવરો દુધવાળા તથા સ્ત્રીઓનું દુધ પણ સુકું થઇ ગયું. બલ્કે ઘણા શત્રુઓ તથા જાનવરો નાના મોટાં સૌ માણસો પાણીની તરસથી હલાક થયા, અહીં સુધી કે કઇ એક તો મરણ પામ્યા. રાજા આ હાલત જોઇ ઘણો પરેશાન થયો. અને જોગી જેપાલ તો આ હાલત જોઇને તળવના કિનારે આવી ખ્વાજા સાહેબની સામે ઉભો રહી મોટે અવાજે કહેવા લાગ્યો, કે મખલુકે ખુદા ( દુન્યા )

તરસથી મરી જાય છે. આપ તો **પીરજાદા** કહેવગાવો છો. માટે **પીરજાદાઓને** એવું નહીં હોવું જોઇએ. **પીરજાદા** તો ઘણા દયાળુ અને બક્ષીસ કરવાવાળા હોય છે. તેના લીધે તમારા દરીઆ દીલથી આ મનુષ્યોને પાણી આપો તો ઘણુ સારૂ છે.

પછી **ખ્વાજા સાહેબે** આ વાતો જોગી જેપાલથી સાંભળી શાદીદેવને હુકુમ કર્યો કે આ પ્યાલાનું પાણી જે તળાવમાંથી લાવ્યો છે. તેનીજ અંદર નાખી આવ, **શાદીદેવ** આપના હુકમ પ્રમાણે તે પ્યાલાનું પાણી તળાવ અનાસાગરમાં નાંખી આવ્યો. પાણી નાંખતાં તરતજ પૃથ્વીના પાણી જોશ ખાઇ તળાવ ભરાઇને ઉભરાઇ ગયું.

પછી જાદુગરોએ જાદુગરી શરૂ કરી પહાડો ( ડુંગરો ) તરફથી હજારો સર્પો ( સાપો ) કુંડાળા તરફ દોડતા હતા, પણ જયારે કુંડાળા પાસે પહોચતાં કે તરતજ કુંડાળા ઉપર માથુ મૂકી રહી જતાં હતાં આખરે **જોગી જેપાલ** એના ઉપર આજીજ થયો તો આસમાનથી અગ્ની વરસાવવી શરૂ કીધી, એવી રીતે કે અગ્નીના મોટા મોટા ઢગલા થઇ ગયા, અને હજારો ઝાડો તે અગ્નીથી બળીને મટોડી થઇ ગઇ પણ એક ચીનગારી ( કીરણુ ) ભી તે કુંડાળામાં પહોંચી નહી, જયારે જોગી એનાથી પણ આજીજ આવી ગયો તો જેપાલે એક મુરગ છહાલા[1] કાઢી તેને આસમાન ( આકાશ ) ની તરફ નાંખ્યો અને તે હવામાં પથરાઇ ગયું. ત્યાર બાદ તે મુરગ છહાલા પર

નોટ ૧-મુરગ છહાલા-એટલે પાથરવાનુ ફરશી કપડું.

પોતે બેસી આસમાનની તરફ ઉડીને આંખો આગળથી ગેબ થઇ ગયા તો ખ્વાજા સાહેબના ખાદીમોએ આપથી અરજ કીધી કે જોગી જેપાલ હવે બીજી જાદુગરી દેખાડી રહયો છે. એટલે આસમાન ઉપર ઉડતો ચાલ્યો જઇ આંખો આગળથી એવી રીતે ગેબ થઇ ગયો કે જાંણે દુન્યાથી ખોવાઇ ગયો

હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીસ્તી દરેક વખતે આંખો મુબારક બંધ રાખી આલમે ઇસ્તેગરાક ( આત્મીક બળથી પરમાત્મા ધ્યાન ) માં રહ્યા કરતા હતા, આ ઉપલી વાત સાભળી આપે આંખો ખોલી દીધી અને પોતાના નાઅલેન મુબારક ( જોડા ) ને હુકુમ આપ્યો કે ઉપર જઇ જેપાલને ખરાબ હાલતે નીચે ઉતારી લાવ, પછી આપના હુકુમથી નાઅલેન મુબારકો હવા પર ઉડયા. અને જોગીના માથા ઉપર બરાબર મારતાં મારતાં ઉતારી લાવ્યા, અને આપની આગળ તેવીજ હાલતથી લાવી તેને હાજર કર્યો.

અજમેર શરીફના તમામ લોકો આ અચમ્બો પમાડનારો હાલ જોઇ રહ્યા હતા, અને જોગી જેપાલ પોતાનો એવો હાલ જોઇ ઘણોજ પોકેપોક રડતો. આપના કદમો મુબારક ( પગો ) ઉપર આવી પડયો, અને તોબા અસ્તગફાર કરીને કલ્મે તૈયબ, પઢી આપનો મુરીદ થઇ ગયો.

અને હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ( રહે. )થી વિનંતી કરી કહ્યું કે હે ! હઝરત હમણા સુધી તમામ વય મેં કુફ્રમાં પુરી

કીધી પણ હવે એવી રીતે આરજુ છે કે મને હમેશાની વય અતા કરવામાં આવે કેમકે તલાશી મઆશ[1] થઇ જાય.

ત્યારે આપે આશીર્વાદ આપી કે તું કયામત (હીસાબના દીવસ) સુધી દુન્યાની આંખોથી છુપી રીતે રહી જીવતો રહેશે, અને આ વાત હમણા સુધી પ્રખ્યાત થઇ ગઇ છે કે **જેપાલ** હમણા લગી જીવતો છે. દર શુક્રવારની રાત્રે રોઝએ **મુબારકની** ખાસ ઝીયારતના લીધે હાજીર થયા કરે છે. અને અજમેરમાં હરકોઇ માણુસ વટેમાર્ગુ માર્ગ ભૂલી જાય છે તેઓને તેઓ સીધો માર્ગ બતાવે છે. રસ્તો બતાવવાનું કામ તેઓના હાથમાંજ રાખ્યું છે હઝરતે જેપાલનું નામ **અબ્દુલ્લા** રાખ્યું હતું અને એજ નામથી તમામ લોકોમાં પ્રખ્યાત પણ છે.

## હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશતી (રહે.) ના હુકુમથી મૂર્તિઓનું ઘાસ ખાવું તથા પાદશાહ સુલતાન શહાબુદ્દીનનું સ્વપ્નાથી યુદ્ધ કરી અજમેર અને દીલ્હી ઉપર જીત મેળવવુ.

—:※※:—

આપના હાલાતો ( જીંદગીના કાર્યો ) માં લખ્યુ છે કે અનાસાગરમાંથી પાણી ભર્યા પહેલાં એક આ બનાવ થયો હતો

---

૧. તલાશી મઆશી એટલે ખાવા પીવા વિગેરેની તકલીફ મટી જાય.

કે હઝરત ખ્વાજા મુઈનુદીન ( રહે. )ના હુકુમથી એક ખાદીમ (મુરીદ) એક પ્યાલો પાણીનો લઇ તળાવ અનાસાગર ઉપર ગયો, ત્યારે મૂર્તિસ્થાનોના પૂજારીઓ તથા પંડિતો તથા મહન્તે મળી તેને અટકાવ્યો અને પાણી ભરવા દીધું નહી, તો છેવટે ખાદીમે પાછો આવી હઝરત ખ્વાજા સાહેબથી અરજ કીધી ત્યારે આપ જાતે તળાવ અનાસાગર ઉપર તશરીફ લઇ ગયા, અને રામદેવ મહન્તની સાંમે ઉભા રહી કહ્યું તમો આ મુર્તિઓ કે જે મનુષ્યોની બનાવેલી છે એને શું કરવા પૂજો છો ? જેણે તમને પેદા કર્યા છે તેને શું કરવા પૂજતાં નથી ? રામદેવ મહન્તે ઉત્તર આપ્યો કે અમો તો આજ મુર્તિઓને અમારો પરમાત્મા મામ્બુદ ( જન્મ આપનારો ) સમજીએ છીએ.

પછી આપે ફરમાવ્યું કે, તમો તમારો જન્મ આપનારો તથા પરમાત્મા એને સમજો છો તો એનાથી કંઇ ઇલ્તીજા કરી જુઓ તે અરજ સાંભળી તમને શુ જવાબ આપે છે ? રામદેવ મહન્તે પાછો ઉત્તર આપ્યો કે આ તો પત્થરના છે માટે કંઇ જવાબ આપી શકતા નથી, ત્યારે આપે ફરમાવ્યું કે જુઓ હમારો ધર્મ અને હમારો ખુદા કેવો સત્ય છે કે અમો તમારીજ મુર્તીઓ અને દેવતાઓને બોલતાં કરી શકીએ છીએ,

આપે ઉપર પ્રમાણે કહીને એક મુર્તી કે જે સૌથી મોટી હતી તેનાથી હુકુમ ફરમાવ્યો કે અગર અમારો પરમાત્મા ખાલીકે કોનો મકાં છે અને હમારો ધર્મ અને મઝહબ સત્ય છે

અને અમો **ખુદાવન્દે કરીમ**ના હુકમથી અહીં આવ્યા છીએ તો હમારા હુકમથી તું બોલતી થઇ જા.

આપની જીભ મુબારકથી ઉપલો બોલ નીકળ્યો કે તરતજ તે મુર્તી બોલતી થઇ ગઇ અને ચાર પાંચ કદમ ( ડગલાં ) આપની તરફ ચાલીને કહયું બરાબર, બેશક તમારો પરમાત્મા અને તમારો ધમ સત્ય છે, અને આપ પરમાત્માના હુકમથી અહીં તશરીફ લાવ્યા અને કાફીરોનો ધર્મ તદન જુઠો છે.

ઉપલો ચમત્કાર ( કરામત ) આપના જોઇને રામદેવ મહન્ત તરતજ તોબાહ કરી **મુસલમાન** થઇ આપનો મુરીદ થઇ ગયો. ત્યાર બાદ હઝરત ખ્વાજા મુઇનુદીને તે મૂર્તિને દુઆ ( આશીર્વાદ ) આપી. પરમાત્માની દરગાહમાં આપની દુઆ કુબુલ થઇ અને તે પત્થ ને મનુષ્યનો કાલબુદ ( શરીર ) તથા આત્મા પરમાત્મા તરફથી અતા કરવામાં આવી, પછી તે **કલમે તૈયબ** પઢી ઇસ્લામી ધર્મ સ્વીકારી આપનો મુરીદ થયો. અને આપે તેને ઇલમેરૂદાની ( આત્મીક વિદ્યા )માં પુરે દરજ્જે પહોંચાડી **અબદુલ્લા બયાબાની** નામ રાખી હમેશાની વય અતા કીધી. અને રસ્તો ભૂલી ગએલાઓને સીધો માર્ગ બતાવવાનું કામ સોંપ્યું. આપ અત્યાર સુધી જીવતા છે. અને હક ખીદમત અદા કરે છે.

જ્યારે અજમેરના રાજાએ આ ચમત્કારો ખ્વાજા મુઇનુદીન ચીશ્તી ( રહે. ) ના સાંભળ્યા તથા જોયા ત્યારે ઘણો આજીઝ અને શર્મીન્દો થઇ શહેરમાં પાછો ચાલ્યો ગયો અને આપથી

કોઇ પણ રીતે હરકત પહોંચાડનારો થયો નહીં. આપ તે પવિત્ર જગ્યા ઉપર મુકામ કરી દુન્યાને બોધ આપવામાં મશગુલ થયા અને એક દીવસ આપે રાજા અજમેરને ઘણો બોધ આપ્યો પણ તેના હૃદય ઉપર કંઇ અસર થઇ નહી ત્યારે આપ નીચે પ્રમાણે શએરો બોલવા લાગ્યાઃ—

## શએર.

કલીમ બખ્ત કસેરા કે, બારીન્દે સીયાહ
બ આબે કૌસર હરગીઝ, સુફેદ ન તવાં કર્દ.

( યાને કમ્મલ ખરાબ કોઇ માણસ વર્ણે કાળા રંગની તેને પવિત્ર હોઝે કૌસરના પાણી સાથે ધોવામાં આવે તો પણ હરગીઝ સુફેદ થઇ શકતી નથી )

## શએર.

બારા કે તુખમ સે ન હો ગન્દુમ,
ગરચે બોયા કરે ઉસે કોઇ.

( એટલે ઘઉં સીવાય બીજાં બીયાંને કોઇ ઉગવાને માટે પૃથ્વીમાં ઘણી વખત નાખે તોપણ તેનાથી ઘઉં ઉગી શકતા નથી. )

પછી ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે, જા. તું કોઇ પણ રીતે ફત્તેહ મેળવશે નહી. જા તને ઇસ્લામી લશ્કર ઈન્શા અલ્લાહો તઆલા કતલ (ખ્વાર) કરશે. છેવટે એવીજ રીતે થયું કે થોડીજ મુદતમાં હઝરત સુલતાન શાહબુદીન બાદશાહને સ્વપ્નાની અંદર આપે ચેતવણી આપી અને હુકુમ કર્યો. ત્યાર બાદ સુલતાન શાહબુદીને ચઢાઇ કીધી. અને દીલ્લી તથા અજમેર ફત્તેહ કર્યા બાદ અજમેરના રાજા પૃથુરાજને કતલ કરી વાસીલ જહન્નમ કર્યો. (કાપી નાખ્યો) અને તેના છોકરાને જીવતો કેદ કરી ઇસ્લામનો ડંકો વગાડી દીન ઇસ્લામનો ભારે પ્રકાશ કર્યો.

ખ્વાજાએ ખ્વાજગાં મુઇનુદીન
પેશ્વાએ ઝમાં મુઇનુદીન
આપ હેં નાએબે રસુલે ખુદા
શાહે હિંદુસ્તાં મુઈનુદીન
ચશ્મએ ફેઝ આપકા જારી
છોડ પેહ આસ્તાના મુઇનુદીન
રહેમ કીજીયે મેરે ઉપર અયખ્વાજા
પેહબરે આરીફાં મુઇનુદીન



# હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચીશ્તી (રહે.) ની કરામતો (ચમત્કારો) તથા તેવણના કાર્યોનું વર્ણન.

૧ "ખઝીનાતુલ અસફીયા" વિગેરે ગ્રંથોમાં લખ્યું છે કે આપે તમામ પોતાની વય બંદગી (ઇબાદત. ભક્તિ)માં પુરી કીધી અને ઇશાંની નમાઝ હમેશા સવારની નમાઝના વઝુથી પઢયા કરતા હતા. વળી સીત્તેર ૭૦ વરસ સુધી આપનો વઝુ કોઇ વખત પણ તુટયો નહીં.[1] જેના ઉપર આપની નઝર ફેઝની પડતી કે તરતજ તે વીલાયતના મરતબાને (બાતીની ઇલ્મનો શહેનશાહ) પહોંચી જતો હતો

૨ સાતમાં દીવસે (એટલે સાત દીવસના અપવાસ પછી) જવની સુકી રોટલી તોલમાં પાંચ મીશકાલ[2]ના બરાબર થતી, તેને પાણીમાં ભીંજવી ખાતા. (સાતમે દીવસે સાંજે રોઝો છોડતા) અને પેવન (થીગલા) લાગેલા કપડાંઓને પહેરતા હતા, જે કોઇ કરીને આપનું મુંહ મુબારક જોતા તે મુસલમાન

---

૧. એટલે ૭૦ વરસ સુધી ઇશાંની નમાઝ સવારના વઝુથી પઢતા હતા, સુબ્હેથી તે ઇશાં સુધી એમનુ વઝુ કાયમ રહેવું હતું.

૨ એક લેખકે એ મીશકાલનું વજન ૩ માશા ૬ રતી લખી છે અને કંઇએક લેખકો ૩ માશા ૩॥ રતી લખી ગયા છે. ૧૨ માશાનો એક તોલો અને રતીનું વજન ચાર જવ બરાબર થાય છે.

થઇ જતા હતા. મુગદાદ શરીફમાં આપની બરકતથી સૌ કાફીર મુસલમાન થઇ ગયા. કોઇ કાફીર બાકી રહયો નહીં.

૩ આપના પહેલા ખલીફા હઝરત ખ્વાજા **કુત્બુદ્દીન અવેશી** બખત્યાર કાકી દહેલ્વી ફરમાવે છે કે હુ જ્યાં સુધી હઝરતની ખીદમતમાં હાઝીર રહયો, ત્યાં સુધી કોઇ વખતબી કોઇના ઉપર ગુસ્સે થતા મેં જોયા નહીં. પણ એક વખત આપ કોઇ જગ્યાએ તશરીફ લઇ જતા હતા, અને આપનો એક ખાદીમ **શેખઅલી** નામનો આપની સાથે હતો તેઓને માર્ગમાં ( રસ્તામાં ) એક માણસે આવી ખરાબ શબ્દો કહેવા શરૂ કર્યા, અને શેખઅલાનું દામન પકડયું, ત્યારે હઝરત પીરો મુર્શીદે ફરમાવ્યુ કે અય માણસ, તું એ એનો દામન શું કરવા પકડયો છે? અને શુ કરવા ખરાબ શબ્દો બોલે છે? તેણે અરજ કીધી કે **હઝરત** એની ઉપર મારો કરજો ( લેણું ) છે તે એ આપતો નથી. બાદ આપે હુકમ ફરમાવ્યુ કે, હમણા તમો એના ઉપર ગુસ્સે નહી થતાં છોડી દઇ જવા દીયો. હવે એવું નહી કરશે, અને આપી દેશે.

પેલા માણસે આપનું કહ્યું માન્યું નહી, ત્યારે તેજ વખતે હઝરત **પીરો મુર્શીદને** ગુસ્સો આવી ગયો અને પવિત્ર ચદ્દર ( કપડું ) મુબારકને જમીન ઉપર નાખી દઇને અતી શાંતીથી ફરમાવ્યું કે, જેટલો તારો કરજો છે તે એની નીચેથી લઇ લે! પણ ખબરદાર, વધારે લેવું નહી. પછી છેવટે તે માણસે નીચેથી લેવા માંડયો. અને દીલમાં એવો ઇરાદો કર્યો કે કરજા કરતાં

કંઈક વધારે લઈ લેવું તેના દીલમાં આ વાત આવી કે તરતજ તેનો હાથ સુકો થઈ ગયો. ત્યાર બાદ આજીઝી તથા ફર્યાદ કરવા લાગ્યો કે, હું માફી માંગું છું, અને મેં મારો કરજો પણ માફ કર્યો. હવે એવી ખતા ( ભૂલ ) કોઈ પ્રસગે પણ કરીશ નહીં હુઝુરને રહમ આવ્યો અને તેનો કુસુર ( ભૂલ ) માફ કર્યો એટલે તેજ વખત તેનો હાથ સારો થઈ ગયો.

૪. એક માણસ હઝરતની ખીદમતમાં હાજર થયો, અને આરજુ કદમ બોશીની જાહેર કીધી ત્યારે આપે ફરમાવ્યું કે તું જે કંઈ ઇકરાર કરીને આવ્યો છે તેને પૂરો કર.

ઉપલા શબ્દો આપના સાંભળી તે માણસ ભયથી કાંપવા લાગ્યો, અને અર્જ કીધી કે ફુલાના માણસે મને હુઝુરને મારવાના લીધે મોકલ્યો હતો માટે મારો કસુર માફ કરો, ત્યારે આપે તેનો કસુર માફ કર્યો. ત્યાર બાદ તે આપનો તાબેદાર અને મુરીદ થઈ ગયો. વળી ઘણી મુદત સુધી આપની ખીદમત બાબરકતમાં હાજર રહ્યો. આપની પાસે બેસનારાઓએ, તે માણસનું નામ ( કે જેણે તેને ખરાબ ઇરાદાના લીધે મોકલ્યો હતો.) પુછ્યું ત્યારે આપે તેને સાફ ના પાડી કહ્યું કે ખબરદાર હરગીઝ નામ બતાવવું નહીં હમારી મીલ્લત અને મસરબમાં પળાદા પોશી ( છુપાવવું ) લાજીમ છે.

૫ એક દીવસ હુઝરતે ફરમાવ્યું, કે પહેલાં જે કંઈ ઇરાદો થતો તે દુઆ કરવા પહેલાં હાંસીલ થતો હતો અને જ્યારથી ઔલાદ થઈ ગઈ છે ત્યારથી દુઆ કરવા બાદ હાંસીલ થાય છે.

આપના કહયા બાદ હઝરત હમીદુદીન ( રહે. ) એ અરઝ કીધી કે હુઝુર, બરાબર છે કે જ્યાં સુધી હઝરત ઇસા (અ.) પયદા (જન્મ) નહી થયા હતા, ત્યાં સુધી હઝરત મારયમ ( રદી. ) ને વગર મોસમના મેવાઓ ( ભાત ભાતના ફ્રુટના ફળો ) મલ્યા કરતા હતા, અને જ્યારે હઝરત ઇસા ( અ. ) પયદા થયાં, તો હુકુમ થયો કે ખજુરના ઝાડો ઉપરથી ખજુરના ફળને તોડી ખાવ, હઝરત આ વાત સાંભળી ચુપ થઇ ગયા.

૬ હઝરત ખ્વાજા ઉસમાન હારૂની ( રહે. ) એ આપના બારામાં ફરમાવ્યું છે કે મુઇનુદીન મહેબુબે ઇલાહી (પરમાત્માના દોસ્ત) છે. અને મને તેઓની મુરીદી તથા બરિવાયતે મુરીદીથી ફખર છે અને એક એક મુરીદ તેઓનો કામીલ થશે (ઇલમે રૂહાનીમાં ભરપુર) અને જહન્નમની આગ હરગીઝ તેઓ પર અસર કરશે નહીં.

૭ આપને રાગ એટલે સમાઅથી ઘણોં ઝોક-શોક, (પ્રેમ) હતો. કોઇ પણ મેહફીલ આપની રાગથી ખાલી રહેતી નહી હતી, અને રાગ વગર કોઇ વખતબી આપ રહેતા નહી હતા. કંઇએક મોઅતબર આલીમો (હક પરસ્ત મોલવીઓ) અને પરહેજગાર નામીચા મશાએખો પણ આપની સમાઅની (રાગ વાજા)ની મેહફીલમાં હાઝીર થતા હતા.

જે માણુસ આપની મજલીસે આલીમાં એક વખત રાગ સાંભળતો તે સાહેબે ઝોક અને શોક (વલી) થઇ જતો હતો અને જેટલા તે જમાનામાં વલી અલ્લાહ હતા તે સૌઉ અ

પેશા સમજતા હતા, અને આપના ફરમાનો કબુલ કરવાવાળા હતા

૮ એક દીવસ આપ કાબા શરીફમાં તવાફ (ફરતે ફરવું) કરી રહ્યા હતા, એટલામાં અચાનક એક અવાજ આવી કે અય મુઇનુદ્દીન, અમોએ તમને કબુલ કર્યા અને તમારાથી ખુશ છીએ; જે કંઈ તમારી મરજી હોય, બ્યાન કરો. અમો ઇનાયત કરીશું. આપે અરજ કીધી કે હે પરવરદીગાર, મુરી દાને મુરીદ મુઇનુદ્દીનને કે કયામત સુધી આ સીલસીલામાં મુરીદ થાય તેઓને સઉને બક્ષી આપ. અવાજ આવી કે અમોએ તે સર્વને બખસ્યા કે, જે તમારા ખાન્દાનમાં હશે. અથવા તમારા ખાન્દાનમાં મુરીદ હશે; તે સર્વ વગર હીસાબે બેહસ્ત (સ્વર્ગ)માં જશે.

૯ આપના લંગરખાનામાં એટલું ખાણું પાકતું હતું કે તમામ શહેરના ગરીબો મીસકીનો સેર (પેટ ભરપુર કરીને) થઇ ખાતા હતા, અને હંમેશા આપનો નીયમ હતો કે ખાદીમ હાજીર થઇ અરજ કરતો હતો કે લંગર (ભંડાર)ના લીધે કંઇ ખર્ચ મલવો જોઇએ ત્યારે આપ પોતાના મુસલ્લાના એક તરફના છેડાને ઉઠાવી ફરમાવતા કે જેવી રીતે જરૂર હોય તેટલું લઈ લે. ખાદીમ એવીજ રીતે એટલે ખર્ચ જોગું લઇ ખર્ચ કરતો હતો.

૧૦ સાત માણસો મુલ્ક શામના રહેનારા જેઓને ધર્મ અગ્ની પૂજક (પારસીઓ) હતો અને તે ઘણીં પરહેજગારી રાખતા હતા. અહીં સુધી કે ૭ માસ પછી એક લુકમો

(કોળ્યો) ખાતા એવી પરહેજગારી જોઇ ઘણાક લોકો તેઓના મોઅતકેદ (તાબેદાર) હતા અને તે માણસોને લોકો મહાત્મા સમજતા હતા.

એક દીવસ તે માણસો હઝરતની મુલાકાતને માટે હાજીર થયા જે પવિત્ર મુંહ મુબારક આપનું તે લોકના જોવામાં આવ્યું કે તરતજ તે સાથે માણસોના શરીરમાં ધ્રુજારી આવી ગઇ અને ભયથી કાંપવા લાગ્યા અને મોઢાંઓ પીળા થઇ ગયા. તે અહીં સુધી કે હઝરતની પાસે જતાં ઘણુંજ ભારે થઇ પડયું. છેવટે હઝરત પાસે પહોંચીને સર્વએ પગ મુબારકને બોસો આપ્યો અને સાતે માણસ આપના કદમો ઉપર પડયા ત્યારે આપના તથા તે લોકોના નીચે પ્રમાણે સવાલ જવાબ થયાઃ—

**હ. ખ્વાજા મુઇનુદ્દીન**-( સવાલ ) અય નાદાનો, તમો અગ્ની શું કરવા પૂજ્યા કરો છો ? પરમાત્માને શું કરવા પૂંજતા નથી ? તેને પૂંજો કે તેમાં તમારૂં કંઇ વળે એટલે તમારી મુરાદને પહોંચો.

**અગ્ની પુજયો**-( જવાબ ) હે હઝરત, અમને દોઝખ (જહન્નમ )ની અગ્નીનો ઘણોં ભય છે તેના લીધે અગ્નીને પૂંજીએ છીએ.

**હ. ખ્વાજા**-( સવાલ ) અગ્નીમાં શું તાકાત છે ? પરમાત્માના હુકુમ વગર તે કંઇપણ કરી શકે છે ?

**અ. પુ.**-( સવાલ ) હે હઝરત. આપ પરમાત્માની ભકિત ( બંદગી ) કરો છો તો શું અગ્ની તમને બાળશે નહીં ?

૯. ખ્વાજા-( જવાબમાં આપે કહ્યું કે ) અગ્ની મુઇ-નુદ્દીનનાં ખાસડાંઓને પણ બાળી શકતી નથી. ( એ પ્રમાણે કહી નાઅલૈન ( ખાસડાં મુબારક ઇઝ્ઝતે તાજે સીકંદર વ કસરા વ ખાકાંન ) આપના હતાં તેને અગ્નીમાં નાખી દીધા ! પરમાત્માના હુકુમથી તે નાઅલૈન મુબારક (જોડાઓ) ગરમ પણ થયા નહી અને તમામ હાજરીનોનાં સાંભળતાં ગેબથી આવાજ આવી કે અગ્નીની શું તાકાત છે કે જે હમારા દોસ્તના નાઅલૈનને પણ બાળી શકે.

અગ્ની પુજયો આપની આ કરામત જોઇ સાચા દીલથી ઇમાન લાવી તાબેદાર થઇ ગયા અને હઝરતની ખીદમતમાં રહી થોડા દીવસમાં વલી કામીલ ( ઇલ્મે રૂહાનીમાં પુરી રીતે શકિત ધરાવનારા ) થયા.

૧૧ એક દીવસ આપની પાસે એક મુરીદે આવી અરજ કીધી કે હઝરત, શહેરનો હાકીમ (માલીક અથવા રાજા) મારા ઉપર ઘણીજ સખ્તી ગુજારે છે તેના જુલમથી હું ઘણોં ઉદાશ છું. હવે તો તેણે મને શહેર બહાર થવાનો હુકુમ પણ આપ્યો છે અને હું તદ્દન નિર્દોષ તેમ આજીઝ છું. આ સખ્ત જુલમને લીધે મારૂં દીલ ઘણુંજ રંજીદા (ઉદાસ) છે.

ઉપલો હાલ સાંભળી આપે થોડીક વાર ચુપકા થઇ ફરમાવ્યું કે તને શું ખબર છે, શહેરના હાકીમનો શું હાલ છે અને કયાં છે ? તે તો મરણ પામ્યો છે ! પછી તે મુરીદ આપની પાસેથી રજા લઇ શહેરમાં ગયો તો આખાં શહેરમાં આ ચર્ચા

ચાલી રહી હતી કે શહેરનો હાકીમ ઘોડા ઉપરથી નીચે પડી મરણ પામ્યો છે.

૧૨ એક દીવસ હઝરત ખ્વાજા ગરીબુન્નવાઝ (કદ.) શેખ **શાહબુદીન ઉમર** શહેરવરદી તથા હઝરત શેખ **ઓહદુદીન** કરમાની (રહે.)ના સાથે તશરીફ લઇ જતા હતા એટલામાં રસ્તાની અંદર એક નાની વયના છોકરાએ તીર કમાન હાથમાં લઇ આપની સામેથી ગુજર કર્યો, ત્યારે આપે તેનાથી પુછ્યું તારૂં શું નામ છે? તેણે અરજ કીધી કે મારૂં નામ **શાહાબુદીન છે.** પછી આપે ફરમાવ્યું કે આ છોકરો દીલ્લીનો પાદશાહ થશે. છેવટે એવુંજ થયું કે તે છોકરો દીલ્લીનો પાદશાહ થયો !

૧૩ એક વખત એક કાફીર પહેલવાન આપની ઉપર હલ્લો કરવાના ઇરાદાથી આવ્યો. તલવાર હાથમા પકડી આપને કતલ કરવાના ઉપર કમર બાંધી. આપ હમેશના માઅમુલ (નિયમ) પ્રમાણે આંખો બંધ કરી **અલ્લાહતઆલાની** યાદમાં મશગુલ હતા, તે આ વાત સાંભળી ઓચીંતા થઇ આંખો મુબારકને ખોલી દીધી અને તે તરફ જોયું કે તરતજ તે પહેલવાન બેભાન થઇને નીચે પડ્યો. જ્યારે તેને ભાન આવી તે વખતે આપના કદમો પર માથું નમાવી તોબાહ કરી મુસલમાન થઇ ગયો. વળી તેજ દીવસે તેની સાથે આપની આ કરામત (ચમત્કાર) જોઇ ૭૦૦ કાફીર મુસલમાન સાહેબે ઇમાન થયા.

૧૪ આપ તમામ ઇલમોથી ફારીગ થયા બાદ બાવન વરસ સુધી મુસાફરી કીધી અને દરરોજ આખી રાત ખુદાવન્દે તઆલાની બંદગીમાં રહેતા હતા અને કુર્આન શરીફના હાફેઝ હતા. હંમેશા દર રોજ એક દીવસમાં બે વખત કુર્આન શરીફ ખતમ ( પુરૂં ) કરતા હતા.

૧૫ " તવારીખે આઇનએ તસવ્વુફમાં મકતુબાતે નીતાબ" નામના ગ્રંથનો દાખલો દઇ લખ્યું છે કે હઝરત ખ્વાજા ગરીબુન્નવાજ (રહે.) થી ચાર હજાર છસો સાઠ કરામતો જાહેર થઇ અને સાહેબે ગુલિસ્તાંને ખ્વાજા" માં બીજી રીવાયતોંથી લખે છે કે અજમેર શરીફમાં આવ્યા પહેલાં સોળ હજાર કરામાતો ( ચમત્કારો ) આપથી થઇ ચુકી હતી અને હિન્દુસ્તાનમાં આવ્યા બાદ ઘણીંજ ગણત્રી વગરની કરામાતો આપથી જાહેર થઇ છે.

૧૬ એક દીવસ એક મુંસલમાન, રાજા પૃથ્વીરાજના નોકરોમાંથી મુરીદ થવાના વીચારે આપની ખીદમતમાં હાજર થયો. આપે તેની અરજ કબુલ કીધી નહીં. એટલે મુરીદ બનાવ્યો નહી. ) ત્યારે તેણે રાજા અજમેર પાસે બુગઇ કીધી. રાજાએ પોતાના એક સારા અને ઇજ્જતદાર માણસને હુઝુરની ખીદમતમાં મોકલ્યો અને કહેવડાવ્યું કે આપે ફુલાંણાં માણસને કેમ બેઅતથી મુશર્રફ નહી ફરમાવ્યો ? હઝરતે ઉત્તર આપ્યો કે મેં ત્રણ કારણથી તેને મુરીદ કર્યો નથી. (૧) પહેલું એ કે તે માણુસ ફાસીક, ફાજર અને ઘણોંજ ગુન્હેગાર છે.

(૨) જુ ગેર જીન્સ અને મારા તાએદારોમાંથી નથી. (૩) જુ લોહે માહફુઝ ઉપર આ માણસના આમાલો ( નેક બદ કાર્યો ) માં લખ્યું છે કે આ ગુન્હેગાર અને બેઇમાન મરણ પામશે· આ સર્વ સાંભળી રાજા પૃથ્વીરાજ ગુસ્સે થઇ કહેવા લાગ્યો કે આ ફકીર ખુદાઇ દાવો કરે છે અને મારો હુકુમ માનતો નથી માટે એને કહી દીઓ કે મારા રાજ્યમાંથી નીકળી જાય.

પછી રાજાના ઉપલા શબ્દો સાંભળી આપે રાજા ઉપર કહેવડાવ્યું કે ત્રણ દીવસમાં આ ફકીર અહીંથી જાય છે કે તું જાય છે? ત્યાર બાદ સ્વપ્નામાં આપે સુલતાન મોએજુદીનને હુકમ ફરમાવ્યો તો મોએજુદીન પાદશાહ આપનો હુકુમ થતાંજ તરત ફોજની સાથે આવી હલ્લો કર્યો અને રાજા પૃથ્વીરાજને તેના સાથે વાળાઓ સાથે જીવતો કેદ કરી પોતાની સાથે લઇ ગયો. અને રાજાનો મુસલમાન નોકર તેના ભયથી પાણીમાં ડુબી મરણ પામ્યો.

૧૭ જે સમયમાં હઝરત ખ્વાજા સાહેબ (રહે.) એ અજમેર શરીફમાં રહેવાનું પસંદ કર્યું હતું તે સમયમાં જે હાજી લોકો મક્કા શરીફથી હજ પઢી આવતા તે કહેતા હતા કે અમો ખ્વાજા સાહેબને હમેશાં કાબા શરીફના તવાફ કરતા જોતા હતા. ત્યારે અજમેર શરીફના રહેવાવાળા લોકો જવાબ આપતા કે ખ્વાજા સાહેબ (રહે.) જયારથી અજમેર શરીફમાં તશરીફ લાવ્યા છે. ત્યારથી લઇ અત્યાર સુધી હમેંશા

દોલતખાના[1] ખાસમાં મોઅતકીફ રહે છે કોઇ વખત હજ કરવાને માટે આપ તશરીફ લઇ ગયા નથી. તે લોકો આ સાંભળી ઘણાં અચંબામાં પડતા હતા.

છેવટે જયારે તમામ હાજીઓના મહોડે એ હાલ સાંભળવામાં આવ્યો તો સૌ જાણી ગયા કે હઝરત ખ્વાજા સાહેબ (રહે.) દર રોજ રાત્રે કાઅબા શરીફમાં તશરીફ લઇ જાય છે અને સહવારની નમાઝ અજમેરશરીફમાં આવી જમાઅતની સાથે અદા ફરમાવે છે.

૧૮ હઝરત ખ્વાજા કુતબુદ્દીન અવેશી બખત્યાર કાકી (રહે) ફરમાવે છે કે એક દીવસ હું હઝરત પીરો મુર્શીદની ખીદમતમાં બેઠો હતો અને સુલુકી તથા ફકીરી (તસવ્વુફ) સંબંધી વાતચીત ચાલી રહી હતી તે દરમ્યાન એકાએક જમણી તરફ આપે જોયું અને ઉભા થઇ ગયા. એવીજ રીતે બે ત્રણ વખત ઇત્તેફાક થયો ત્યારે મેં સવાલ કર્યો કે હુઝુર. એ શું સબબ છે? આપે ઉત્તર આપ્યો કે તે તરફ મઝાર મુકદ્દસ (દરગાહ શરીફ) મારા પીરો મુર્શીદ હઝરત ખ્વાજા ઉસ્માન હારૂની (રહે.) ની હતી, જયારે તે તરફ હું નીગાહ કરતો હતો ત્યારે મઝાર મુબારક મારી નજરે પડતો હતો એજ કારણથી હું અદબ કરતો હતો.

---

૧ પોતાના ખાનગી રહેવાના ઘરમાં ખુદાની બંદગી કરવામાંજ મશગુલ (લીન) રહેતા હતા.

૧૯ એક વખત આપનું એક શહેરમાં જવું થયું અને તે શહેરના રહેવાવાળા તમામ કાફીર હતા. મુસલમાનને જોઇ અણગમો કરતા હતા. જયારે તે લોકોએ આપને જોયા તો કાફીરોએ આપસમાં સંપ કર્યો કે આ થોડાક મુસલમાનો અહીં આવી ગયા છે તેના કારણથી આબોહવા આ શહેરની ખરાબ થઇ ગઇ છે માટે તેઓને કહાડી મુકવા જોઇએ. એ પ્રમાણે એકઠા થઇ સંપ કરી આપને તકલીફ (શ્રમ) પહોંચાડવાને માટે સામે આવ્યા. જે વખતે આપની નીગાહ ફેઝની અસર તે કાફીરો ઉપર પડી કે તરતજ તમામ આપના તાબેદાર થઇ ગયા અને સઘળા સાથે મળી અરજ કરવા લાગ્યા કે અમો સર્વ આપના તાબેદાર છીએ. તમારો જે હુકુમ હોય તે બજાવી લાવીએ. છેવટે આપના હાથ હક પરસ્ત ઉપર સૌ કાફીરો તોબાહ કરી ઇમાન લાવ્યા. આપે **કલમએ તૈયબ લાઇલાહા ઇલ્લલાહો મોહંમદુર્રસુલુલ્લાહ** અને કલમએ શહાદતથી સૌને તલકીન ફરમાવી. (પઢાવ્યું) આપના પવીત્ર કદમ મુબારકની બરકતથી તે શહેરના તમામ કાફીરો મુસલમાન થઇ ગયા.

૨૦ જે વખત આપ અજમેર શરીફનો ઇરાદો કરી હિન્દુસ્તાનમાં પધાર્યા તો પહેલાં દીલ્લીમાં મુકામ કર્યો તે વખતે અજમેરમાં રાજા પૃથ્વીરાજનું રાજય હતું. દીલ્લીમાં માણસો મુસલમાનોની સુરત જોઇ તીરસ્કાર કરતા અને તે અહીં સુધી કે મુસલમાનોને જોઇ દુર નહાસી જતા હતા. આપ ચાલીસ

આદીમો સાથે દરરોજ તકબીરો—અઝાંનો બુલંદ અવાજે (મોટા અવાજે) બોલતા હતા, પણ તે કંઇ કરી શકતા નહી હતા. છેવટે કંઇ ફાવ્યું નહીં તો એક દીવસ એક માણુસ આપને ઇજા પહોંચાડવાના વીચારથી આપની હજુરમાં આવ્યો ત્યારે આપે તેને જોયો અને તેના દીલમાં ધારેલા વીચારોથી આત્મીક બળે કરી વાકીફ થઇ ફરમાવ્યું કે જે કંઇ તારો ઇરાદો છે તેને પાર કર. આપના ઉપલા શબ્દો સાંભળી તે માણુસ કાંપવા (ધ્રુજવા) લાગ્યો અને કદમો ઉપર પડી તેજ વખત મુસલમાન થઇ ગયો.

"ફવાએદુલ ફવાએદની ચોથી મજલીસ"માં લખ્યું છે કે તે દીવસ ફકત હઝરત **હમીદુદીન** દહેલ્વી (રહે.) સીવાય સાત સો માણુસો હઝરતની તવજ્જોહની બરકતે શરફ ઇસલામથી મુશરીફ થઇ ઇમાન લાવ્યા હતા.

૨૧ એક વખત હઝરત **ખ્વાજા** ગરીબુન્નવાઝ (રહે.) સફર કરતાં કરતાં શહેર સબ્ઝ વારમાં પહોંચ્યા, ત્યાંનો હાકીમ (સત્તા ધારી) જેનું નામ **યાદગાર મોહંમદ** હતું, તે ઘણોં દુરાચરણી હતો, ને મોજમા કાળ ગાળતો હલાલ હરામને સરખા સમજતો, મધુપાન વ્યભિચાર તેના રાત દીવસના કાર્યો હતા, તે ઉપરાંત શીઆમઝહબ (શીઆ પંથ) પાળતો તેથી કરી સહાબા (રદી.)થી એવી રીતે વેર રાખતો કે અગર કોઇનું નામ અસહાબ (રદી.)ના નામો ઉપર હતું તો તેનો જાની દુશ્મન થઈ જતો. એટલે અબુ બકર ને ઉમર નામવાળા માણુસોને અતિ દુખ દેતો.

તેણે એક ઘણો સારો બાગ શહેરમાં બનાવ્યો હતો, તેમાં આવી મોજ શોક કરતો ભોગ જોગે હઝરત ખ્વાજા સાહેબ તે બાગમાં તશરીફ લઇ ગયા અને બાગમાં હોઝ (શરીઅતના હુકુમ પ્રમાણે પાણીનો તળાવ) ઉપર બેસી નહાવા લાગ્યા પછી વઝુ કરીને **કુર્આને મજીદની** તીલાવતમાં મશગુલ થઇ ગયા (એટલે પઢવામાં જામ્યા રહયા) એટલામાં તેજ વખતે બાગનો ધણી યાદગાર મોહંમદ પણ બાગમાં આવી પહોંચ્યા, તેના આવતા પહેલાં ખ્વાજા સાહેબની સોહબતના માણસોએ કહ્યું કે હુઝુર તે જાલીમ બદમાશ આવી રહયો છે આપની બેઅદબી કરે એવો અમને ભય છે. માટે હવે અહીં થોભવું નહિ જોઇયે અહીંથી બહાર તશરીફ લઇ ચાલો તો સારૂં છે હઝરતે સોહબતીઓના ઉતરેલાં મોઢા જોઇને ચુપકીની સાથે ફરમાવ્યું કે ઘણું સારૂ તમો તે ઝાડની નીચે જઇ બેશી જાઓ અને પરમાત્માની કુદરતનો ખેલ જુઓ. તેઓ ઝાડની તળે ચાલ્યા ગયા, એટલામા યાદગાર મોહંમદના ખાદીમો (નોકરો) આવ્યા અને હોઝના કાંઠા ઉપર ગાલીચાઓ બીછાવવા લાગ્યા, પરંતુ આપનો તે દબદબો હતો કે આપની બીકથી કોઇ નોકર આપથી કંઇ પણ કહી શકયો નહીં.

જ્યારે **યાદગાર મોહંમદ** હોઝની તરફ આવ્યો અને પોતાના ગાલીચાઓ પાસે ખ્વાજા સાહેબની પથારી જોઇ ઘણો ગુસ્સે થઇ નોકરોને બોલવા લાગ્યો કે એને અહીંથી કેમ હટાવ્યો નહીં ? હઝરત ખ્વાજા સાહેબે તેને બોલતો સાંભળી

માથું ઉઠાવ્યું અને એક એવી આત્મીક નજરથી તેની તરફ જોયું કે તે બેભાન થઈ ભોંય પર પડી ગયો, આ બનાવ જોઇ તેની સઘળી મંડળીવાળા પણ સ્તબ્ધ રહી ગયા. અને ગાલીચા ઉપર ન બેસતાં ખ્વાજા સાહેબ સામે હાથ જોડી ઉભા થઇ ગયા, આપે ત્યાર બાદ તે દુરવેશો જે ઝાડના તળે બેઠેલા હતા તેઓને બોલાવી હોઝમાંથી પાણી લાવી તેની ઉપર બીસ્મીલ્લા પઢી તેના મોં ઉપર છાંટવાનું કહયું, પાણીના છાંટતાની સાથેજ યાદગાર મોહંમદ ભાનમાં આવ્યો. અને હઝરતના કદમો ઉપર જઇ પડયો અને કહેવા લાગ્યો કે હવે હું તમામ ગુન્હાઓથી તોબાહ (પશ્ચાતાપ) કરૂં છુ, મારો કસુર માફ કરો.

હઝરત ખ્વાજા સાહેબે તેનું માથું કદમો પરથી ઉઠાવ્યું અને મહેરબાનીનો હાથ તેના માથા ઉપર ફેરવી. એહલે બૈત રસુલે મકબુલ (સ. અ. વ. )ની તારીફમાં પોતાની જુબાન મુબારકથી વર્ણન ફરમાવ્યો, તે સાંભળી પાસે તમામ બેઠેલાઓ ઉપર વુજદની હાલત થઇ અને વર્ણન પુરૂં થયા બાદ તમામ સાહેબો તાબેદાર થઇ શીઆ પંથથી તોબાહ કીધી :અને સૌ મુસલમાન થઇ ગયાં, પછી યાદગાર મોહંમદે તમામ માલ અને જર (દ્રવ્ય) આપની પાસે હાજીર કર્યો, હઝરતે તેને કુબુલ ફરમાવ્યો નહીં, અને કહયું, જે લોકો ઉપર તુંએ જુલમ કરેલો તેમની માંરી માંગ અને જુલમ જોરથી લીધેલો માલ તેમના માલીકોને પાછો પહોંચાડ, અને તે ઉપરાંત સઘળી માલ મીલકતને ફકીરો મીસકીનોને ખેરાતમાં પુન દાન કરી આપ તેણે

એમજ કર્યું અને પછી આપની સાથે થઈ ઇબાદતમાં ગુંથાયાથી આપે **વલી કામીલ** બનાવી દીધો અને ત્યાંજ રહેવાનો હુકુમ આપ્યો, અને આપ બલખ તરફ રવાના થઇ ગયા, અને હઝરત શેખ **ખીદરૂયામાં** થોડા દીવસ મુકામ કર્યો.

૨૨ ખ્વાજા સાહેબ (રહે.) એક દીવસ અનાસાગર તળાવની પાસે પહાડ ઉપર બેઠેલા હતા એટલામાં ત્યાં એક ભરવાડો આપની નજરે પડયો, તે ભરવાડો ગાયના બચ્ચાઓને ચરાવી રહયો હતો.

આપે તેને બોલાવીને ફરમાવ્યું કે થોડું દુધ અમને પીવાડ તે બોલ્યો, હે હઝરત, હમણાં આ બચ્ચાંઓ છે એ બચ્ચાઓની વય દુધ આપવાની નથી. ત્યારે આપે તેમાંથી એક બચ્ચાંની તરફ ઇશારો કર્યો કે એમાંથી દૂધ કાઢ. આ સાંભળી તે મશ્કરી સમજયો અને કહેવા લાગ્યો કે ખ્વાજા સાહેબ, આ વાત અકકલથી ઉલટી છે. કોઇ જગ્યાએ પણ એટલી વયનું બચ્ચું દુધ દઇ શકે છે? આપે ફરમાવ્યું કે બેર તું મારા કાદીરે ખુદાની કુદરતનો પણ તમાસો જોઇ લે. ત્યારે આજીઝ થઇને ભરવાડો તે બચ્ચાંની પાસે ગયો અને તેના થાનો (આંચળો)થી હાથ લગાડયો તો તેમાં દુધ ભરેલું માલમ પડયું. તેણે વાસણ લાવી દોહવા શરૂ કર્યું ત્યારે કંઇ એક વાસણો દુધથી ભરાઇ ગયાં. અને ચાલીસ માણસોએ ઘણુંજ પેટ ભરી દુધ પીધુ! તે ભરવાડો હઝરત ખ્વાજા સાહેબ (રહે.)ની આ કરામત (ચમત્કાર] જોઇ અચરજ કરવા લાગ્યો, અને તરતજ મુસલમાન થઇ ગયો.

૨૩ બ[illegible]ખમા એક હકીમ **ઝીયાઉદ્દદીન** નામનો તત્વજ્ઞાની ને મહા શકિત ધરાવનારો હતો. તેનો એક બગીચો હતો જેમાં તેનો એક મદ્રસો (પાઠશાળા) કાયમ હતો અને તે પોતે શાગરીદોને શીખવતો. વળી હકીમ ઝીયાઉદ્દદીન તે યોગ વેદાંત એટલે તસવ્વુફને બીલકુલ માનતો ન હતો. શાગરીદોને પણ એવીજ રીતે શીખવતો કે વિદ્યા નકામી છે, તેનું શીખવું વ્યર્થ છે. આ લોકોનું નામ આવે ગાળો દેતો. એટલે કોઇ સુંફી અને દુરવેશનો કાયલ નહી હતો હઝરત ખ્વાજા સાહેબ [ રહે. ]નો નીયમ હતો કે તીર કમાન ચકમક દરેક વખત મુસાફરીમાં પોતાની સાથે રાખતા હતા અગર રોઝો ઇફ્તાર ( અપવાસ ખોલવું તે ) કરતી વખત કોઇ ચીજ હાજીર ન હોતી તો શીકારથી રોઝો ઇફ્તાર કર્યા કરતા હતાં.

એક દીવસ ખ્વાજા સાહેબ (રહે.)નું તે બગીચા તરફ જવું થયું અને ઇફ્તારનો વખત થઇ ગયો. જેના લીધે આપે એક કુલંગ (મુરગ)નો શીકાર કરીને ખાદીમથી ફરમાવ્યું કે એના કવાબ બનાવી લાયો. એમ કહી પોતે એક ઝાડ નીચે નમાઝ પઢવામાં મશગુલ થયા. એટલામાં એજ રસ્તે થઇ હકીમ ઝીયાઉદ્દદીન પણ જતો હતો અને હઝરતને ઇબાદત ( ભકિત ) માં મશગુલ થયલા જોઇ તે ઝાડો હેઠળ જરા વીસામો ખાવાને આવી બેઠો. જ્યારે હઝરત નમાઝથી પરવારી રહ્યા તો તેણે સલામ કર્યો. હઝરતે સલામનો જવાબ આપી પોતાની પાસે બેસાડયો, અને વાતચીત કરી રહ્યા હતા કે

ખાદીમે કબાબ હાઝીર કર્યા. પછી હઝરતે થોડાક કબાબ તેમાંથી જુદા કરી **બીસ્મીલ્લાહ** કહીને હકીમ ઝીયાઉદીનને આપી ખાવાનું શરૂ કર્યું હકીમ ઝીયાઉદીનને એક લુમકો (કોળીયો) ખાતાંજ તેના મનમાં જે તત્વજ્ઞાનના અંધારાં જામેલાં હતાં તે ખુદાઇ પ્રકાશથી બદલાઇ ગયા ત્યાર બાદ પોતાની આગળ વધેલું ખ્વાજા સાહેબે તેને આપ્યું, તે ખાતાંજ તેની ખુદાઇ દુનિયા જોવાની આંખો ઉઘડી ગઇ છેવટે તે નેઅમત બરદાસ્ત કરવાની તેમાં શકિત રહી નહીં તો બેભાન થઇ જમીન ઉપર પડી ગયો. જયારે તે ભાનમાં આવ્યો તો પોતાને એક નવી જહાનમાં જોયો અને પોતાના શાગરીદોની સાથે આપના હાથ મુબારક ઉપર મુરીદ થઇ ગયો. હઝરત ખ્વાજા સાહેબે તેને ખીલાફત આપી અને ત્યાંજ રહેવાનો હુકમ દીધો.

૨૪ **બુગદાદ** શરીફમાં આપ રહેતા હતા, તો આ ખબર તમામ લોકોમાં પ્રખ્યાત થઇ ગઇ હતી કે આપના આસ્તાના મુબારક (ખાસ રહેવાનું ઘર) ઉપર જે માણસ ત્રણ દીવસ સુધી રહે તે જોઇએ તેવો ફાસીક ફાજીર કેમ નહી હોય પણ વલી કામીલ થઇ જાય છે.

એક ફાસીક આ સાંભળી આપના હુજરાના દરવાજા ઉપર હાજીર થયો અને રડવા લાગ્યો. આપે તેની આવાઝ સાંભળી બોલાવ્યો અને તોબાહ ઇસ્તેગફાર પઢાવ્યું. ત્રણ દીવસ સુધી તે માણસ ખીદમતમાં હાજીર રહ્યો. અને પાંચો વખતની નમાઝ આપની સાથે અદા કીધી. આપે પોતાના આત્મીક બાતીની ફૈઝ

કુપા ફાયદા ) થી તેને પણ વલી કામીલ કરી દીધો.

૨૫ એક દીવસ હઝરત ખ્વાજા સાહેબ ( રહે. ) પોતાના યાદીમો સાથે બેઠેલા હતા એટલામાં રાજા પૃથ્વીરાજના લશ્કરનો એક માણુસ પહેરણુની અસ્તીન ( બાંય ) માં છરી છૂપાવીને આવ્યો અને તાબેદારોની માફક મુરીદ થવાની આરજુમાં આવીને બેઠો. હઝરત ખ્વાજા સાહેબ ( રહે. ) ફરી ફરી તેની તરફ જોતા હતા. અને હસ્તા હતા. થોડીવાર પછી આપે ફરમાવ્યું કે દુરવેશની પાસે કોઇપણ માણુસનું આવવું બે કારણોથી ખાલી નથી.

એક તો મુરીદ થવાના વીચારથી આવે છે અથવા ઇજા પહોંચાડવાના વીચારથી આવે છે, તું પણ એ બેમાંથી જે વીચાર કરીને આવ્યો છે તેને પુરો કર. આ સાંભળતાંજ તે માણુસે બાયમાંથી છરી કાઢીને સૌના સામે નાંખી દીધી અને કદમો પર પડી માફી માંગનારો થયો ત્યારે આપે તેને મુસલમાન બનાવીને મુરીદ કર્યો, પોતાની ખુશ અકીદગીના કારણુથી તે માણુસ કામેલીનમાંથી થયો, અને ૫૫, વખત હજ કીધી અને છેવટે મક્કા શરીફમાં વફાત પામ્યા અને ખાનએ કાબામાં જયાં મુત્તવરોના મઝાર ( કબ્રસ્તાન ) છે ત્યાંજ તેની પણ કબર છે.

# હઝરત ખ્વાજા મુઇનુદ્દીન (રહે.) ના કદમો મુબારકથી અગ્નીનું બાગ થઇ જવું અને અગ્ની પુજયોનું આપના હાથ ઉપર ઇસ્લામ ધર્મ કબુલ કરવાનું વર્ણન.



મોઅતબર કીતાબોમાં સહી રીવાયત છે કે એક વખત મુસાફરીમાં આપે અગ્ની પુજયોના શહેરમાં પહોંચી તેનેથી થોડે છેટે જઇ મુકામ કર્યો અને આપનો એક ખાદીમ અગ્ની પુંજનારાઓ પાસે અગ્ની લેવા ગયો તો તે લોકોએ અગ્ની આપી નહી. ખાદીમે પાછો આવી તમામ હકીકત વર્ણન કીધી ત્યારે આપ પોતે જાતે ત્યાં તશરીફ લઇ ગયા. તે વખતે કંઇ એક અગ્ની પુજયો ત્યાં હાજીર હતા તેઓમાંથી એકનુ નામ મુખતાર[1] હતુ, તેની ગોદમાં (ખોળામાં) તે વખત સાત વરસની વયનો એક છોકરો રળીઆમણો ઘણો ખુબસુરત હતો કે જેનું વર્ણન આગળ લખવામાં આવશે. હાલમાં તો આપથી મુખતારના સવાલ જવાબ થયા હતા તે વાંચકો સનમુખ રજુ કરૂં છું.

ખ્વા૦[2] (સવાલ)-તમો અગ્નીને શા માટે પુજો છો?

---

૧ આ મુખતાર તમામ અગ્ની પુંજકોનો સરદાર હતો.

૨ ઉપર સવાલની અંદર ખ્વા૦ પછી ટાંપ મુકી છે તેને ખ્વાજા મુઇનુદ્દીન ચીશતીનો સવાલ સમજવો અને મુ૦ કરી ટાંપ મુકી છે તેને અગ્ની પુજયોના સરદાર મુખતારનો જવાબ સમજવો.

મુ૦ ( જવાબ )-અગ્નીને અલબત્તા અમો માનીએ છીએ,
એનેજ પરમાત્માનું નુર સમજીએ છીએ
અને એનીજ બંદગી પણ કરીએ છીએ.

ગ્વા૦ ( સવાલ )—તમો આબેદ (બંદગી કરવાવાળા) છો. ઘણી
મુદતથી આગને પુજ્યા કરો છો અને
અગ્ની સાથે આટલો બધો ઘાટો સંબંધ
ધરાવો છો તો આપ અગ્નીની અંદર જરા
હાથ તો નાખી જુઓ અથવા આગને
તમારા હાથમાં ઉઠાવી લીયો !

મુ૦ ( જવાબ )—અગ્નીનું કામ બાળી નાખવાનું છે. તેની
બંદગી કરનારો અને બંદગી નહી કરનારો
સર્વને બાળી ખાક કરી નાખે છે

ખ્વાજા મુઈનુદીન એ પ્રમાણે સાંભળી હંસવા લાગ્યા અને મુખતારના છોકરાને ગોદમાં લઇ અગ્ની પુજકોની અગ્નીમાં દાખીલ થયા અને લોકોની આંખોથી ગેબ થઇ ગયા. આ વાતનો ફેલાવો શહેરમાં ઘણો થઇ ગયો અને દરેક માણુસ આ અચંબો પમાડનારી વાત સાંભળી જોવાને માટે દોડતા ચાલ્યા આવ્યા. તમામ અગ્ની પુજનારાઓ બહારથી શોરગુલ (હોહોકાર)મચાવી મુખતારના પુત્રને લીધે ઘણો અફસોસ કરતા હતા, પણ તેઓ અગ્નીમાં નહિ જઇ શકવાના કારણે અશક્ય હતા.

તેઓ ગડબડ કરી રહ્યા હતા. એટલામાં થોડીજ વારમાં આપ તે છોકરાની સાથે સારી રીતે અગ્નીથી બહાર તશરીફ

લાગ્યા. તમામ અગ્નિપૂજગો આપની આ કરામત જોઇને ઘણાં અચંબામાં પડયા અને તે છોકરાથી અગ્નિમાં જવાની તેમ અગ્નિની ઝાલથી બચવાની તમામ હકીકત પૂછવા લાગ્યા.

ત્યારે છોકરાએ કહ્યું કે જ્યારે આપ હઝરત મને ગોદમાં લઇ અગ્નિની વચોવચમાં દાખીલ થયા તો હું ચુપકો થઇ ગયો અને ભયના કારણે મારી આંખો બંધ થઈ ગઇ. પણ જ્યારે આંખો ખુલ્લી થઇ તો અગ્નિને એક એવો **દીલખુશ બગીચો** પામ્યો કે જેમાં સ્વર્ગના બગીચા જેવો બહાર આવતો હતો.

આપની આ કરામત જોઇ થોડા અગ્નિ પૂજનારાઓ તથા મુખનાર તે છોકરા સાથે મુસલમાન થઇ ગયા. હઝરત ખ્વાજા **મુઇનુદ્દીન** ચીસ્તી (રહે.) એ મુખતારનું નામ અબદુલ્લા અને તેના છોકરાનું નામ ઇબ્રાહીમ રાખ્યું અને એક વરસ છ માસ તેઓને જાહેરી ધાર્મિક ઇલ્મનું જ્ઞાન આપી બાતીની આત્મિક વિદ્યાથી ભરપુર કરી ઉચે દરજ્જે પહોંચાડી આપ્યો.

## હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ( રહે. ) ની કરામતથી એક વૃદ્ધ સ્ત્રીના પૂત્રનું સજીવન થવું.



એક વૃદ્ધ સ્ત્રી હઝરત ખ્વાજા **મુઈનુદીન** ચીશ્તી (રહે)ની ખીદમતમાં આવી વિનંતી કરવા લાગી કે હે હઝરત ખ્વાજા, ખ્વાજગાં: આજીઝો ઉપર રહમ કરનારા ! આપ અતાએ રસુલે બરહક છો. આપના દરવાજાથી કોઇપણ સવાલ કરવાવાળો

ખાલી ફર્યો નથી. હું પણ મારી મુરાદથી ભરપુર થઇ જાઉં તો શા નવાઇ છે ? એ કહી નીચે પ્રમાણે શેઅરો કહ્યા.

**સએર**

**બ જુઝ તેરે શાહે વાલા મુઇનુદીન,**
**નહિ મેરા ખબર લેવા મુઇનુદીન.**
**નેહાયત દુઃખકી મારી હું નહિ કોઇ યહાં મેરા,**
**બ જુઝ તેરે મેરે ખ્વાજા મુઇનુદીન.**
**તુમ્હારી ઝાતે આલીકા ભરોસા મુજકો કામીલહે**
**મેરા મતલબ બર આએગા મુઇનુદીન.**
**કહાં ફરિયાદ લેકે જાઉં યેહ દુઃખ દર્દકી મારી.**
**મેરા હે કોન તુમ બીન યા મુઇનુદીન.**

આ સાંભળી ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે તારી જે હકીકત છે તે બ્યાન કર. તેણે અરજ કીધી કે હે હઝરત આ ગરીબ આજીઝનો એક પુત્ર હતો તે જે કંઈ કમાવી લાવતો તેની ઉપરજ હમારો ગુજારો ચાલતો હતો આજ રાત્રે તેનું મૃત્યુ થઇ ગયું અફસોસ કે, તેણે હમારો આજ સુધી કમાવીને ખર્ચો પૂરો પાડયો પણ તેના લીધે આજે કફન, દફન કરવાનો સામાન પણ અમારી પાસે નથી એમ કહી નીચે પ્રમાણે બોલવા લાગી:—

**કરો અલતાફ મુજપર ખ્વાજા સાહેબ.**
**કે હો તુમ બન્દએ પરવર ખ્વાજા સાહેબ.**
**કરૂં ફરિયાદ મેં અબ કીસસે જા કર,**
**તુમ્હારા છોડકર દર ખ્વાજા સાહેબ.**

**મેરી મુશ્કીલ કરો આસાં ખુદારા,**
**કે હું મેં ગમસે મુઝરત ખ્વાજા સાહેબ,**
**મસીહાએ ઝમાં હો આપ બેશક.**
**નઝર અલતાફકી રખના હમેશાં, ખ્વાજા સાહેબ.**

તેની ફરીયાદ સાંભળી દરીયાએ શફકત (મહેરબાનીનો સમુદ્ર) જોશમાં આવ્યો અને કહ્યું; અય વૃદ્ધ, તું આટલી બધી ફીકર નહી કર ખુદા પાક બખશીશ અને રહમકર્તા તથા દરેક બીમારીની દવા આપવાવાળો દરેક માણસના દીલનો મોટો હકીમ છે. જેને જોઇએ તેને ઇજ્જત (મોટી પદ્વિ) અને જેને જોઇએ તેને ઝીલ્લત (નીચી પદ્વિ) આપે છે. તેઓનો માલીક અને પાદશાહ છે. કોઇ તેના જેવો બક્ષીશ કર્તા નથી. તે પાલવાવાળો ખુદા કાદીર છે. જેણે "**કુન**" થી તમામ જહાનને પેદા કીધી તેની કુદરત હરએક ચીજમાં જગજાહેર પ્રકાશી રહેલી છે. પછી આપે પોતાના મુરીદોને હુકમ કર્યો કે સામાન કફન દફનનો લાવીને અમને ખબર આપો.

આપની તશરીફ લાવવાની ખબર સાંભળીને અલ્લાહની ગખ્લુકની (લોકોની) એવી રીતે ઠઠ જામી ગઇ કે એક એકની બાજુથી બાજુ મલી જતી હતી. કે એકાએક તે વૃદ્ધ ઉપર હુઝુરની નજર પડી. જોયું કે છોકરાના ફીરાકમાં રડે છે, ત્યારે આપે તેની તરફ રજુ થઇ કહ્યું કે.

**બુ.ડીયા ન ફીક્ર કર કે નીગેહબાં કરીમ હે,**
**વોહ જાનતા હે હાલ દિલોંકા અલીમ હે.**

**મત શીક કર કે રહમ કરેગા વોહ કિબ્રીયા,**
**કર્યું કે ઝાત ઉસ્કી ગફુરૂર્રહીમ હે.**
**સબકો ફના હે એક બકા હે ઉસ્કી ઝાત,**
**કાયમ અઝહુવાલ વોહ રબ્બે કદીમ હે.**

છેવટે આપ જનાઝા આગળ તશરીફ લઇ ગયા અને શબના મોઢા તરફ ઉભા રહી કહ્યું **કુમ્બે એઝનીલ્લાહ** (ઉઠી જા પરમાત્માના હુકુમથી) તેજ વખતે તે યુવાન જીવતો થઇ ગયો. આ વૃદ્ધ એ ચમત્કાર જોઇને પગો ઉપર પડી અને દરેક રીતે મોઢેથી શુક્ર બજાવી લાવી.

---

## હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તીની કરામતથી બીજા મુરદાનું સજીવન થવું.

---

સીરતુલ અકતાબમાં લખ્યું છે કે એક દીવસ એક સ્ત્રી આપની ખીદમતમાં હાજીર થઇ વિનંતી કરી રડી પડી અને કહેવા લાગી કે હે ખુદાના પ્યારા, મારા એક ફરજંદને જાલીમ હાકીમે નાહક કતલ કરાવ્યો છે અને તે બાબે હું આપની ખીદમતમાં ઇન્સાફ મેળવવાને માટે હાજીર થઈ છું.

ઉપલું વર્ણન જે વખતે કહ્યું તે વખતે આપ વઝુ (શરીઅત પ્રમાણે મોઢું ધોવું) કરી રહ્યા હતા- તેટલા માટે આપે કહ્યું કે પાછું વર્ણન કર. તે સ્ત્રીએ બીજી વખત અરજ કીધી.

જ્યારે ખ્વાજા ગરીબુન્નવાઝે આ વાત બરાબર સાંભળી કે તરતજ આપ અસા મુબારક (મોટી લાકડી) હાથમાં લઈ ઉભા થયા. તમામ મુરીદો અને શહેરમાં ખાસ-આમ લોકો આ હાલ સાંભળી આપની સાથે ચાલ્યા તે દરેક માણસની જીભ ઉપર આ બોલો હતા કે પરમાત્મા ખેર કરે. જોઇએ છેવટ એનું શું થાય છે ?

આખર જે જગ્યા ઉપર તે કતલ થયલો છોકરો પડેલો હતો ત્યાં તેના માથાં પાસે આપ જઇને બેઠા અને ધડની સાથે અલગ પડેલું માથું જોડીને આપે ફરમાવ્યું કે અય જવાન અગર જાલીમ હાકીમે જુલમથી તને બેગુન્હા કતલ કર્યો હોય તો ખુદાના હુકુમથી ઉભો થઇ જા !

એ પ્રમાણે બોલો કહી આસા મુબારક તેના શરીર ઉપર નાખ્યો. અસો શરીર પર પડતાં અને ઉપલા શબ્દોનો ખ્વાજા ગરીબુન્નવાઝના મુબારક મોઢેથી નીકળતાંજ છોકરો આળસ મરડીને ઉભો થઇ ગયો. પછી આપે તે છોકરાને તેની માતાના સ્વાધીન કર્યો અને હઝરત ખાનકાહમાં તશરીફ લઇ ગયા.

## હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તી ( રહે. )ના ફરમાનો.

---

૧—એક દીવસ આપે ફરમાવ્યું કે પરમાત્માને ઓળખવાની નીશાની દુનિયાથી છે, અને ફરમાવ્યું જ્યારે હું મારા પોસ્તથી બહાર આવ્યો. આશિક, માશુક અને ઇશ્કને એક

જોયો એટલે જ્યારે વેહદતની દુનિયામાં પહોંચ્યો તો સઉને એકજ પામ્યા અને એમ પણ ફરમાવ્યું કે મુરીદ હકદાર ફકરનો (રૂહાની નેઅમતનો) તે વખતે છે. કે ફાની દુનિયામાં બાકી રહે અને મુરીદ સાબીત કદમ તે વખતે થાય છે કે વીસ વરસ સુધી કોઇ એક પણ ગુન્હો (પાપ) તેનાથી થયો નહિ હોય.

૨–ફરમાવ્યું કે હાજી ખાનએ કાઅબા[1]નો તવાફ કરે છે અને આરેફ પોતાના દીલમાં અરશના આજુબાજુ ફરતે પડદો તઆઝીમનો તવાફ કરે છે અને ફરમાવ્યું કે મેં એ કંઇ મુદત સુધી ખાનએ કાઅબાનો તવાફ કર્યો. હવે એક મુદતથી ખાનએ કાઅબા મારૂ તવાફ કરે છે.

૩-ફરમાવ્યું કે જે વખતે દોજખ (જહન્નમ) કયામતમાં આવશે તો તમામ વખત કયામત (હીસાબનો દીવસ) નો બળવા લાગશે. તેનાથી બચવાને માટે તે બંદગી (ભકિત) ખુદાવન્દે તઆલાની કરવી જોઇએ કે જેનાથી બેહતર કોઇ બંદગી નહિ હોય અને તે બંદગી કેવી છે તે નીચે પ્રમાણે છેઃ—

(૧)–દર્દમન્દોની ફરીયાદ સાંભળવી. (૨) આજઝો તથા બીચારાઓની હાજત પુરી કરવી. (જે જરૂરીયાતી કાર્ય હોય તેને પુરૂં કરવું.) (૩)–ભૂખ્યાંને ખવાડવું. (૪) તરસ્યાંઓને પાણી પીવાડવું.

---

૧ પવિત્ર કાઅબાનું સ્થળ. ૨ સુફી એટલે જે લોકોએ ખુદાને ઓળખી લીધો છે તે.

વળી નીચે પ્રમાણે કહ્યું કે જે કોઇ નીચલી ટેવોને અખત્યાર કરશે તેને અલ્લાહતઆલા મિત્ર રાખશે.
(૧)–સખાવત દરીયાની માફક કરવી એટલે દુનિયાને એક સરખો ફાયદો પહોંચાડવો. (૨)–મેહરબાની સુરજની બરાબર કરવી કે જેની રોશની તમામના માટે આમ છે. (૩)–આજીઝી (નમનતાઇ) પૃથ્વીની સપાટી માફક કરવી એટલે દરેકને માટે એક સરખી તવાઝો ચાલું રાખવી.

૪–હઝરત ખ્વાજા **કુત્બુદ્દીન** બખત્યાર કાકી અવેશી દહેલ્વી (રેહે.) પોતાના લખાણોમાં લખે છે કે શહેર બુગદાદ શરીફમાં અબુલ્લેસ સમરકન્દી (રહે.)ની મસ્જીદમાં ફકીર શર્ફ એઅતથી મુશર્રફ (મુરીદ) થયો તે વખતે હઝરત શેખ **સાહબુદ્દીન ઉમર** સહેરવર્દી, શેખ **દાઉદ કર્માની**, શેખ **બુરહાનુદ્દીન** મોહમંદ ચીસ્તી, શેખ **તાજુદ્દીન મોહમદ** અસફહાની (રહે) વિગેરે. બીજા ઘણાંક મહાત્માઓ ત્યાં હાજર હતા તેઓની વચમાં હઝરત પીરો મુર્શીદે નમાઝના બારામાં ફરમાવ્યું કે બંદાને (મનુષ્યને) નમાઝની અંદર કુરબે ઇલાહી (ખુદાથી નજદીક થવું.) હાંશીલ થાય છે. નમાઝ મુસલમાનોની મેઅરાજ છે, નમાઝ એક છુપો ભેદ છે. જેવું બંદો પોતાના પરવરદીગારથી અરજ કરે છે. જેવી રીતે ઇતમીનાન અને હુઝુરી કલ્બ અને મશગુલી નમાઝમાં થાય છે તેવીજ રીતે કુરબે ઇલાહી થતુ જાય છે (જેમ જેમ વધુ ખુદાની તરફ ધીમે ધીમે હ્રદય લાગે અને નમાઝમાં સંપુર્ણ રીતે મશગુલ થાય તેમ જલદી ખુદાથી નજદીકી થાય છે.

૫–પછી ફરમાવ્યું કોઇ પણ મનુષ્યને ખીદમત અને મેહ-નત કર્યા વગર કંઇભી મલતું નથી.

## શએર.

**હર કે ખીદમત કરદઓ ગખદુમ શુદ,**
**હર કે ખુદરા દીદઓ મહરૂમ શુદ.**

(યાને જે કોઇએ ખીદમત (તાબેદારી) કીધી તે મોટો ભાગ્યશાળી થયો. જે કોઇએ પોતાને જોયો તે અભાગ્યો રહ્યો.)

જે કંઇ જેને નેઅમત મલી તે ખીદમત અને મહેનતથીજ મલી છે. મુરીદને જોઇએ કે **પીરના** હુકુમથી જરા પણ ફરે નહિં. હર અમલ અને વઝીફા જે પ્રમાણે હુકુમ હોય તે ઉપર બરાબર તાબેદારીની સાથે ચાલે.

૬–પછી ફરમાવ્યું કે કિતાબ તઆલીહામાં[1] લખ્યું છે કે દરરોજ બે ફરીસ્તા આશમાનથી જમીન ઉપર ઉતરી તેમાંથી એક નીદા (અવાજ) કરે છે કે જેણે ખુદાવંદે તઆલાનો ફરજ છોડયો તે ખુદાની જામીનગીરીથી બરી છે. (પરમાત્માના હુકમથી ઉલટો છે) અને બીજો નીદા કરે છે કે જેણે સુન્નત હઝરત **રસુલે મકબુલ** (સ. અ.)ની અદા કીધી નહિં તે કયામતના દીવસે આપની શફાઅતથી મહરૂમ રહેશે.

સઆદત (મોક્ષ) તે મુસલમાનોને છે કે જે નમાઝમાં

---

૧ આ મોઅતેબર કિતાબના લખનાર હઝરત ઇમામ અબુ-લ્લેસ સમરકંદી (રહે.) છે.

મોડું કરે નહિં અને મુકરર (નીમેલા) વખત ઉપર નમાઝ અદા કરે છે.

અને હજારો અફસોસ તે મુસલમાનો ઉપર કે જે મૌલાની બંદગી (ભકિતમાં વાર લગાડે છે. કિતાબ રોઝામાં[1] લખ્યું છે કે ફરમાવ્યું **રસુલે મકબુલ** ( સ. અ. ) એ કે ઘણાં મોટા ગુન્હાઓમાં (પાપોમાં) તે ગુન્હો છે કે એકઠી કરવી બે નમાઝોનું એટલે બે વખતની નમાઝ એક વખત મેળવી પઢવું તે.

પછી ફરમાવ્યું કે જે માણુસ પાંચો વખતની નમાઝ હંમેશા વખત ઉપર પઢશે તો કયામતના દીવસે નમાઝ તે માણુસના આગળ થશે.

૭–પછી હઝરત ફરમાવ્યો કે ફરમાવ્યું **રસુલુલ્લાહ** (સ. અ.) એ કે જે માણુસ નમાઝ નથી પઢતો તેનું ઇમાન પુરૂં નથી.

૮–પછી ફરમાવ્યું કે વેલ[2]ની તફસીરમાં ઇમામ **ઝાહેદ** (રહે.) એ લખ્યું છે કે વેલએ ઘણાં સખત અઝાબથી કંટાળી જઇ ૭૦ હજાર વખત અલ્લાહ તઆલાની દરગાહમાં ઉઝર કર્યો કે હે અલ્લાહ તઆલા, આટલો સખત અઝાબ કયા લોકોને માટે

---

૧ આ કિતાબના લખનાર હઝરત ઈમામ યહ્યા હસન રીન્દોઝી (રહે.) છે.

૨ વેલ એ જહન્નમના એક માઇલનું નામ છે. ઘણાંકો એને માટે લખે છે કે જહન્નમમાં એક જંગલ છે તેનું એ નામ છે, જેમાં ઘણાં સખત અઝાબ રાખવામાં આવ્યો છે.

છે ! હુકમ થયો તે લોકોના લીધે છે કે જે નમાઝને બરાબર નીમેલા વખત ઉપર પઢતા નથી અને કઝા કરે છે.

૯–ઇરશાદ ફરમાવ્યું કે જે કોઇ માણુસ કોઇને પેટ ભરી ખાવું ખવાડે તો હક સુબ્હાનહુ તઆલા કયામતના દીવસે તેના અને જહન્નમના વચમાં સાત પડદાઓ ઉભા કરી દેશે કે વચમાં દરેક પડદના પાંચસો પાંચસો વરસનો રસ્તો હશે.

૧૦–પછી ફરમાવ્યું મેં બુગદાદ શરીફની જામે મસ્જીદમાં મૌલાના **અમાવાહિન** (રહે.) કે જે ઘણા બુઝરગ હતા તેઓને જહન્નમના બારામાં વાંએઝની અંદર કહેતાં સાંભળ્યું હતુ કે એક વખત ખુદાવંદે તઆલાએ **મુસા** (અ.) થી જહન્નમનો હાલ બયાન ફરમાવ્યો કે અય મુસા, જહન્નમમાં એક ઘર બનાવવામાં આવ્યું છે કે તેનું નામ **હાવીયા** છે અને એ હાવીયા સાતમી જહન્નમમાં મોટી સખ્ત **અઝાબની** જગ્યા છે. ઘણું મોટું અંધારૂં તેમ સાંપ, વિછુ વિગેરે ઝેરી જાનવરોથી ભરેલું છે. વળી તેમાં હદથી વધારે પત્થરો છે તે દરરોજ ગરમ કરવામાં આવે છે. હે મુંસા, અગર એક ટીપું તે તકલીફનુ દુનિયામાં પડે તો તમામ દુનિયાનું પાણી સુકાઇ જાય અને પહાડે પીગળીને પાણી થઇ રેલો વહેવા લાગે અને તેની ગરમીથી સાતો જમીન ફાટી જાય. અય મુંસા, આ અઝાબ બે ટોળાઓને માટે પયદા કર્યો છે. એક તે લોકોના લીધે કે જે નમાઝ પઢતા નથી અને બીજા તે ટોળાના માટે કે જે મારા નામની જુઠી કસમં ખાય છે.

**૧૧**–એના બાદ ફરમાવ્યું કે મોહબ્બતમાં સત્ય તે છે કે જ્યારે દોસ્તના તરફથી કોઇ મુસીબત ( દુઃખ ) પહોંચે તેને ઘણુંજ આનંદથી કબુલ કરે. અગર થોડું થોડું કરીને બાળવામાં આવે અહીં સુધી કે રાખોડી થઇ જાય અને દમ મારે નહિ જે કંઇ ભય તથા તકલીફ દોસ્તના તરફથી પહોંચે તે તેમાં રાજી રહે અને જ્યારે તકલીફ અથવા દર્દ પહોંચે તો તેના ઉપર સબર કરે.

**૧૨**–પછી ફરમાવ્યું કબ્રસ્તાનમાં કાંઇ ખાવું અથવા પાણી પીવું ન જોઇએ. જે કોઇ એવું કરે તે **મલઉન** છે (લાઅનત કર્યો ગયો ) વગી ત્યાં જોરથી હસવું પણ જોઇએ નહિ. કેમકે તે ભયની જગ્યા છે અને હેબત તથા ઇબ્રિરતનો મુકામ છે.

૬૩–પછી ફરમાવ્યું. પાંચ ચીજોનું જોવું ઇબાદત છે. (૧) માતા પીતાનું મોઢું જોવું ફરજંદોને માટે ઇબાદત છે કેમકે ફરમાવ્યું રસુલે ખુદા (સ. અ. વ.) એ જે માણસ પોતાના માતા પિતાનાં મોઢાંને અલ્લાહના લીધે જુએ તો તેના નામએ આમાલમાં એક હજનો સવાબ લખવામાં આવે છે અને જે ફરંજદ પોતાના માતા પિતાની કદમબોસી કરે તો હજાર વરસની ઇબાદતનો સવાબ તેના નામએ આમાલમાં લખવામાં આવે છે. અવ્વલ તેના તમામ ગુન્હાઓ બખશાઇ જાય છે.

ફરમાવ્યું હઝરત ખ્વાજા **બાયઝીદ** બુસ્તામી (રહે.) એ કે મને જે કાંઇ દરજ્જો મળ્યો, તે માતા પિતાની ખીદમતથીજ મળ્યો છે. વગી ( ૨ ) જોવું **કુર્આન સરીફનું**. જે માણસ

કુર્આન શરીફ પઢે છે તેનો સવાબ તેના નામએ આમાલમાં લખાય છે. એક તો કુર્આન શરીફનું,-બીજું જોવાનું. અને દરએક હરૂફ (અક્ષર)ના બદલામાં દસ દસ નેકીઓ તેના નામએ આમાલમાં લખાઇ જાય છે અને દસ દસ બદીઓ દૂર થાય છે જે આંખોથી કુર્આન શરીફ જોવામા આવે તે આંખો દુનિયાની મુસીબત (દુઃખ)માં કોઇપણ વખતે મુબતેલા થતી નથી ( ૩ ) આલીમોની ઝીયારત કરવી જે માણુસ પોતાની જીંદગીની હાલતમાં આલીમોના ચહેરા ( મોઢા )ને ખાસ કરી અલ્લાહને માટે જુએ છે તો અલ્લાહ તઆલા તે નજરથી એક ફરીસ્તો ઉત્પન્ન કરે છે અને તે ફરીસ્તો કયામત સુધી તેના લીધે દુઆએ મગફીરત (છુટકારા માટે અરજ કરે છે ) ચાહે છે,

જેના દીલમાં ઉલમાં અને મશાએખોની દોસ્તી (ભાઇચારો મિત્રાઇ ) હશે. ખુદાવંદે તઆલા એક હજાર વરસની ઇબાંદતનો (ભક્તિનો) સવાબ તેના આમાલનામામાં લખશે અને અગર એ હાલતમાંજ તે ગુજરી જશે તો કયામતના દીવસે ઉલમાઓનાં ટોળામાંથી ઉઠશે. વળી મુકામ તેનું ઇલ્લીન[1] થશે જે માણુસ આલીમોને વધારે જુએ અને તેઓની સોહબતમાં બેસે અને ૭ દીવસ તેઓની ખીદમત કરે તો અલ્લાહ તઆલા તમામ ગુન્હા તેના માફ ફરમાવે છે. વળી સાત હજાર વરસની નેકીઓ તેના આમાલનામામાં લખાઇ જાય છે. ( ૪ ) **કાબા શરીફની** ઝીયારત કરવી. જે **માણુસ**

---

૧ ઇલ્લીન એ બહીશ્તમાં એક ઉતમ જગ્યાનું નામ છે.

કુઆબા શરીફની ઝીયારત કરશે, હજાર વરસની ઇબાદત અને હજનો સવાબ તેના આમાલનામામાં લખ્યો જશે વળી તે મનુષ્ય બુઝરગ થશે (૫) જોવું પોતાના પીરનું. મુરીદને માટે પોતાના પીરો મુર્શીદને જોવું અને તેની ખીદમત કરવી એ ઇબાદત છે. જે માણસ એક દીવસ પોતાના મુર્શીદની ખીદમત કરે. અલ્લાહ તઆલા એક હજાર મહેલ, ઘણાં મરવાહીદ (સાચા મોતી)ના જન્નતમાં અતા કરશે. જેના દરેક મહેલમાં એક હજાર હુર (ખુબસુરત અને પાક સ્ત્રી) હશે. વળી તે માણસ ક્યામતના દીવસે હિસાબ આપ્યા વગર જન્નતમાં દાખલ થશે.

મુરીદને લાઝીમ છે કે પોતાના પીરના કાર્યો અને કહેવા ઉપર બરાબર ચોકસ રીતે ધ્યાન રાખે અને જે કંઇ તે હુકમ ફરમાવે તેને ચાચા દીલથી બજાવી લાવે અને જ્યાં સુધી થઇ શકે પોતાના પીરની ખીદમતથી ગેરહાજર રહે નહિ. આ કહ્યા બાદ હઝરતની આંખોમાં પાણી ભરાઈ ગયાં અને ફરમાવ્યું કે ક્યામતના દીવસે અંબીયાઓ અને ઓલ્યાઓ સૌને કબ્રોથી ઉઠાડવામાં આવશે અને તેઓના ખભાંઓ ઉપર કમ્મલો પડેલી હશે.

દરેક કમ્મલની અંદર થોડામાં થોડા એક લાખ દોરાઓ સુતરના તથા એક લાખ દોરાઓ રેશમના હશે અને તેઓના મુરીદ, છોકરાંઓ, બચ્ચાંઓ આવી તે દોરાઓને ત્યાં સુધી

પકડી રાખશે કે જ્યાં સુધી તમામ મખલુક **મહેશરના**[1] વખ તથી પરવારી જાય નહિ. વળી જે વખતે અલ્લાહ તઆલા તેઓને **પુલ સરાત** ઉપર પહોંચાડશે તે વખતે પણ તેઓ પોત પોતાના પીરની સાથે તે ત્રીસ વરસના રસ્તાને એક સેકન્ડમાં કમ્મલના દોરાઓને પકડવાની બરકતથી પુરો કરશે. અને કોઇ પણ સખતાઇ તેઓને પહોંચ્યા વગર જન્નતના દર વાજા ઉપર પહોંચીને જન્નતમાં દાખલ થશે.

૧૪–દુર્વેશોની તાકાત બાતીની (આત્મીક શકિત) એવી રીતે છે કે એક મીનીટમાં જે જોઇએ તે દેખાડી આપે. એના બાદ ફરમાવ્યું કે જે માણસ જહન્નમના અઝાબથી બચવા[1] ચાહે તો ઇબાદત કરે અને આજીઝોની ફરીયાદને પુરી કરે, ગરીબોની હાજત રવા કરે અને ભુખ્યાઓને પેટ ભરી ખાવું આપે. ઉપલી વાતોથી બેહતર કોઇ અમલ નથી.

૧૫–**સુરએ ફાતેહા** (અલ્હમ્દોની સુરત) તમામ બીમારીઓના માટે દવા છે. જ્યારે કોઈ બીમાર કોઇ પણ દવાથી સારો થતો નહિં હોય તો સવારની નમાઝની ફરજ અને સુન્નતોની વચમાં **બિસ્મિલ્લાહ**ની સાથે ૪૧ વખત **સુરએ ફાતેહા**ને સાચા દીલથી પઢી બીમાર ઉપર દમ (ફુંક મારવી તે) કરે, ઇન્શા અલ્લાહો તઆલા બીમારી સારી થઇ જશે.

અને કોઇ હાજત પુરી કરવાને તથા મુંશ્કેલી ટાળવાને લીધે એવી રીતે પઢવું જોઇએ કે **બિસ્મિલ્લાહ હિર્રહમા**

**નિરરહિમની મીમ** અલ્હમ્દોના[1] **લામથી** મેળવી પઢે **અને** **છેલ્લે** ત્રણ વખત ધીમે ધીમે આમીન કહે. કુર્આન શરીફમાં દરેક સુરતનું એકજ નામ **સુરએ ફાતેહાના** સાત નામો. વળી આજ સાત હરફો છે. એનાથી મતલબ એ કે **અલ્હમ્દો** પઢનારને સાત વાતો થતી નથી તે સાતે વાતો નીચે પ્રમાણે છેઃ—

પહેલું–સબુરી ( ધીરજ ) બીજું–જહન્નમ. ત્રીજું–ઝકુમ ( પીપ એટલે પરૂ ) ચોથું–શકાવત ( બદબખ્તી ) પાંચમું–ઝુલમત (મુફલેસી) છઠ્ઠું–ફીરાક (જુદાઇ) સાતમું–ખ્વારી (સંકટ)

અલ્હમ્દોમાં સાત આયતો છે. જે કોઇ તે પઢશે તેના સાત અંદામને ( ભાગ )ને જહન્નમની અગ્નિથી છુટકારો મળશે. ફરમાવ્યું કે અમો અમારા પીરો મુર્શીદના સાથે અલ્હમ્દોની બરકતથી દરીયા પાર ઉતરી ગયા પંચ વખત મજકુર સુરત પઢીને પાણી ઉપર પગ મુકયો અને પાર ઉતરી ગયા. સુરએ ફાતેહા, ઇન્સીરામે મુહીમ્માત (સંકટના સમયે)ના લીધે ઘણીજ ફાયદાકારક છે. એનાથી સારૂં બીજું કોઇપણ અમલ હાજત પુરી કરવાને માટે નથી.

**૧૬–જે કોઇ એ વિર્દ તથા વઝીફો પઢે તેને છોડે નહિં કેમકે હદીસ શરીફમાં આવ્યું છે કે છોડવું વિર્દોનું .છોડનાર વિર્દનો મલઉન છે.**

**૧૭–સોહબતની અસર જરૂર થાય છે. જે કોઇને કંઇ**

---

[1] **મહેશર** એટલે દુનિયા કયામતને દીવસે પરમા માને હિસાબ આપી **રહે** ત્યાં સુધી.

હાંસીલ થયું તે સોહબતથીજ હાંસીલ થયું છે. ખરાબ સોહબ- તથી ખરાબ અસર થાય છે અને નેક-સોહબતથી નેક અસર થાય છે.

૧૮-જે કોઇ આરીફ ઇબાદત નથી કરતો તે હરામ રોજી ખાય છે અને આરીફ દુન્યાનો દુશ્મન છે, વળી આરીફ સાચો તે છે કે જેની પાસે માલ તથા સામાન કંઇ નહિ હોય. આરીફ તે છે જેણે દુન્યાથી મોઢું ફેરવ્યું.

૧૯-દુન્યામાં સારો મનુષ્ય તે છે કે જે સાચા ફકીરોની સોહબતમાં બેશે અને સૌથી ખરાબ ચીજ આ છે કે જુદાઇ અખત્યાર કરે અને પોતાની ઇજ્જત વધારવાની ફીકરમાં રહે.

૨૦-મુતવક્કીલ (ખુદા ઉપર ભરોશો રાખનાર) તે માણસ છે કે જે રંજ અને રાહતની કોઇથી વાત તેમ ગીલો કરે નહિ.

૨૧-દુન્યામાં બે વાતોથી વધુ ખુશ કોઇ વાત નથી. ૧લું સોબત સાચા ફકીરોની ૨ જું, હુરમતે ઓલ્યા. (ઓલ્યાઓની તાઅઝીમ કરવી.)

૨૨-મોહબ્બતનો મરતબો શોકથી વધારે છે કેમકે શોક મોહબ્બતથી ઉત્પન્ન થાય છે અને મોહબ્બતવાળા તે મનુષ્યો છે કે જે કંઇ વાસ્તા વીના દોસ્તની વાત સાંભળે છે.

૨૩-હરેક જમાનામાં દુન્યાની અંદર ખુદાના મકબુલ અને પ્યારા બંદા સેંકડો એવા હોય છે કે જેને કોઇ જાણતું નથી

---

૧ એટલે એવી રીતે પઢવું બિસ્મિલ્લા હિર્રરહમા નીર્રરહીમીલ હમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન. છેલ્લે વલદદુઆલ્લીન સુધી પઢે.

અને તે ગોશા ગુમનામીમાં ( કોઇ નહિ જાણે તે પ્રમાણે છુપા રીતે ) વફાત પામ્યા છે. દુન્યાને ઓલ્યાઓથી ખાલી સમજવી જોઇએ નહિં.

૨૪-ગુન્હો કરવાથી આટલું નુકશાન થતું નથી જેટલું આપણા કોઇ ભાઇના હકીર અને બેઇજ્જત સમજવાથી થાય છે.

૨૫-ખુદાની ઓલખાણ તેને હશે કે જે દુન્યાથી ફીનારા કશ રહે અને આરીફ થવાનો દાવો કરે નહિં.

૨૬-ચુપ ( કંઇ બોલ્યા વગર ) અને ગમગીન રહેવું એ આરીફોની નિશાની છે.

૨૭-પુરેપુરો મુતવકકીલ ( ખુદા ઉપર ભરોસો રાખનાર) તે મનુષ્ય છે કે બીજાઓની તાલીફને પોતાની ઉપર લઇ લીએ અને ઉફ કરે નહિ એટલે કંઇ બોલે નહી.

૨૮-જે દાવો બુઝરૂગીનો કરે તે કેદમાં છે.

૨૯-પછી આબદીદા[1] થઇ ફરમાવ્યું કે ગફલત[2] ન આવે તે પહેલાં આખીરતના માટે તોહફો તૈયાર કર અને મોતના લીધે હમેશા તૈયાર રહે.

૩૦-ખુદાનો ખાસ મિત્ર તે છે કે સવારે ઉઠીને રાતનો કીનો ( કપટ ) ભુલી જાય.

૩૧-નમાઝ વગર કોઇ પણ ચીજ ખુદા સુધી પહોંચાડવા શક્તિ નથી.

---

૧-આંખોમાં અશ્રુઓ ભરાઇ આવે તેને આબદીદા કહે છે (૨) ભુલમાં રહેલો મનુષ્ય.

૩૨–મહોબ્બતવાળાઓનું તે રોણું છે કે હક અને તેના વચમાં કોઇ પડદો નથી.

૩૩–જેને ખુદાવન્દે કરીમ દોસ્ત રાખે છે, તેના માથા ઉપર બલાઓ અને (તકલીફો)નો વરસાદ ઘણો વરસાવે છે.

૩૪–તોબાહનસુહ ( ગુન્નાની માફી માગવી તે ) ત્રણ વાતોથી મુગદ છે. પહેલાં થોડું ખાવું, કે અપવાસ રાખવામાં તકલીફ પડે નહી, બીજુ રજા (. જે હાલતમાં પરમાત્માએ રાખ્યાં હોય તે પર રાજી–ખુશ રહેવું ) ત્રીજુ મોહબ્બત.

૩૫–દોસ્તી તે છે કે જીભથી નહિ યાદ કરતા દીલથી યાદ કરે અને જીભ અલ્લાતઆલાના ઝીકર કર્યા વગર રોકવામાં આવે.

૩૬–ચાર ચીજો ગૌહરે નફ્સ ( જોહરે હૃદય ) છે. પહેલા દુર્વેશ અથવા અમીર અથવા તવંગરનો દેખાવ આપે. બીજું ભુખ્યાઓનું પેટ ભરે. ત્રીજુ ગમગીન ( રંજીદા ) રહે. પણ ખુશએશથી જોવામાં આવે. ચોથુ જે કોઇ દુસ્મન હોય તેનાથી દોસ્તી ( મિત્રતાથી ) અને મહેરબાનીથી વર્તે.

આ ફાયદાઓ ખ્વાજા સાહેબે તમામ કર્યા, તો આપ રડયા અને ફરમાવ્યું કે હું અહીં આ કારણે આવ્યો છું કે આ જગ્યાએ દફન થઇએ અને થોડા દીવસ પછી સફર કરીયે.

૩૭–અમોએ **કુત્બુદ્દીન** બખત્યાર કાકીને ખીલાફત **આપી** **અને સજ્જાદા** કર્યા અને એક **ફરમાન** લખી ખ્વાજા **કુત્બુદ્દીન** બખત્યાર કાકીને આપ્યો. તથા ટોપી દસ્તાર (પાઘડી)ની સાથે અને હઝરત **ઉસમાન** હારૂની (રહે.)નો **અસા** મુબારક (મોટી લાકડી) કુઆનશરીફ, ખીરકા મુબારક (ઝભ્ભો) મુસલ્લો, અને નાઅલેનપાક (જોડા) બક્ષીસ ફરમાવી. ખ્વાજા સાહેબે ખ્વાજા-કુત્બુદ્દીન બખત્યાર કાકીને બેસાડયા, અને ફરમાવ્યું કે આ અમાનત જે હમને રસુલે મકબુલ (સ. અ. વ.)થી ખ્વાજગાં, મરહુમની મારેફતથી મળી હતી તે તમારે સ્વાધીનમાં કરી જાય છે હવે તમને જોઇએ કે જેવી રીતે અમોએ હક અને તાઅઝીમ તમામ ખ્વાજગાં **અહ્લચહીરહિમતની** કીધી તેવીજ રીતે તમો પણ એનો હક બજાવી લાવો, કેમકે કયામતને દીવસે (હિસાબના દીવસે) હું અને તમો મારા વડીલ મહાત્માઓ ખ્વાજા ખ્વાજગાં (રહે.) અને હઝરત **રસુલેમકબુલ** (સ. અ. વ.) ના સામે શરમીન્દગી ઉઠાવીએ નહિ, આ ખીરકા (ન્યામત) મુબારક હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખત્યાર કાકી (રહે.) એ પોતાની વફાતના કરીબ હઝરત શેખ **ફરીદુદ્દીન ગંજશકર** (રહે.) ને ઇનાયત કર્યો (બક્ષીસ કર્યો) અને તેઓએ હઝરત શેખ **નિઝામુદ્દીન** મહેબુબે ઇલાહી (રહે.) ને અને એમણે હઝરત શેખ **નસીરૂદ્દીન** ચિરાગ દહેલ્વી (રહે.) ને મરહમત ફરમાવ્યો (સ્વાધિન કર્યો.)

# હઝરત ગૌસ આઝમ (રહે.) નું ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તી સાહેબને રાગ વાજાની દાઅવત કરવાનું વર્ણન.



એક વખત હઝરત કુત્બે આલમ ગૌસુલ આઝમ હઝરત **પીરાનપીર** દસ્તગીર (રહે.) એ હઝરત ખ્વાજા ગરીબુન્નવાઝ હિંદલવલી (રહે.) ને દાઅવત (આમંત્રણ) આપી ત્યારે આપે કબુલ કરવાને ના પાડી અને કહ્યું કે હું ચીસ્તી છું. અગર તમો પૂરી દાઅવત ફરમાવો એટલે રૂહ (આત્મા) ની ખોરાક પણ અતા કરવામાં આવશે તો હું આપની દાઅવત કબુલ અને મંજુર કરીશ નહીં તો નહીં.

હઝરત પીરાન પીર દસ્તગીર (રહે.) ને તો આપને બોલાવવા મંજુરજ હતા, તેટલા માટે આપે ખ્વાજા સાહેબની તાબેદારી કબુલ અને મંજુર કરીને કહ્યું કે અગરચે અમારા સીલસીલામાં સમાઅ (રાગ વાજુ) નથી પણ આપના લીધે મંજુર છે. આપ દાઅવત કબુલ કરો." ખ્વાજા સાહેબે દાઅવત કબુલ કરી. પછી તો પુછવુંજ શું? કેમકે પાદશાહને ત્યાં પાદશાહની દાઅવત હતી. દાઅવતનો સામાન ઘણીજ ધામધુમ સાથે તૈયાર થવા લાગ્યો ત્યારે હઝરત ખ્વાજા ગરીબુન્નવાઝ પાછા કહેવા લાગ્યા કે હઝરત, ગીઝાએ રૂહ (આત્મિક ખોરાક) અમને જોઇએ છે. તેના વગર મારૂં દીલ બેચેન છે.

તે વખતે ઘણાક ઓલ્યાએ ઇઝામ ( મહાન મહાત્માઓ ) મજલીસમાં હાજીર હતા, હઝરત **પીરાનપીર** ગૌસ આઝમ (રહે.) એ મજલીસ ( સભા ) ને બરાબર સજાવી, સૌને તેઓના દરજ્જા પ્રમાણે સૌ સૌની જગ્યાએ બેસાડયા અને એક ખાસ ખાદીમને પોતાની ચદ્દર મુબારક ( કપડાનો મોટો ટુકડો) આપી હુકમ ફરમાવ્યો કે જે વખતે અમો મજલીશથી બહાર ચાલ્યા આવીએ તેજ વખતે આ ચાદર અમારા હુજરા ( રૂમ ) ની અંદર પાંથરી આપી. બહારથી હુજરાના દરવાજા બંધ કરી દેજો, એવી રીતે કહી મીજલીસમાં ગયા, અને મજલીસ સંપુર્ણ રીતે જામ્યા બાદ આપ કોઇ કારણને લીધે મજલીસમાં ઉઠીને બહાર તશરીફ લાવ્યા ત્યારે પેલા ખાદીમે આપના હુકમ પ્રમાણે ચદ્દર મુબારક તે ખાસ હુજરાના અંદર પાથરીને દરવાજા બહારથો બંધ કરી દીધા. હુજરાના દરવાજા બંધ કરતાની સાથેજ હજારો તરેહના રાગ-વાજાઓની અવાજો આવવા લાગી અને સમાઅની મજલીસ એવી ગરમ થઇ કે કોઇ વખતે એવી રીતે થઇ નહિ હશે.

મજલીસમાં હાજીર રહેનારાઓમાં એવી રીતે શોર ગોગા (પોકાર) થયો કે દરેક મનુષ્ય જોનારાઓની જીભથી આ બોલો નીકળતા હતા, “ ઇલ્લાહી ખેર કરજો. ”

અને હઝરત પીરાનપીર દસ્તગીર (રહે.) અસા મુબારક (મોટી લાકડી )ને જમીન ઉપર ટેકવી ઉભા થઇ એવી રીતે જોર આપી રહ્યા હતા કે ચહેરો મુબારક (મોંહ) આપનું લાલ થઇ

ગયું હતું તે વખતે હઝરત ખ્વાજા ગરીબુન્નવાઝ ( રહે. ) ઉપર હૈરત પમાડનારી હાલત થઇ હતી જે તરફ હાથ મુબારક આપનો ઉઠી જતો હતો અથવા આંખ મુબારકનો ઇસારો થઇ જતો તે તરફ કયામતનો શોર બરપા થતો હતો, સેંકડો માણસો બેભાન અને પોતાથી બહાર થઇ જતાં હતા. ઘણાકો ઘાયલ થઇ ગયા અને ઘણાક વાસીલબહક થયા (પરમાત્માની જાતથી જઇ મળી ગયા ) પછી હઝરત પીરાનપીર દસ્તગીર અને હઝ-રેત ખ્વાજા ગરીબુન્નવાઝ ( રહે. )ના રોજના કાયદા પ્રમાણે સમાઅ બંધ થયો.

પછી સમાંઅની મજલીસ ઉઠી જવાના બાદ જલસાની અંદર હાજીર રહેલાઓમાંથી કોઇ માણસે હઝરત કુત્બેરબ્બાની મેહબુબે સુબ્હાની ( રહે. )થી અરજ કીધી કે આપ હઝરત સમાઅની મજલીસ પાસે ઘણીવાર સુધી ઉભા રહ્યા, અને મજલીસમાં કેમ બેઠા નહીં ?

આપે ઉત્તર આપ્યો, કે જે વખતે મજલીસે સમાઅ આશીકોને ખુદાની ગરમ થઇ. ત્યારે હું અલ્લાતઆલાના હુકુમથી મજલીસ બહાર ઉભો થઇ મારા અસાથી (લાકડીથી) જમીનને દાબી રહયો હતો, કે જમીનમાં ધરતીકંપ થવા પામે નહીં અને મખલુકની જાનમાલને હાની પહોંચે નહીં વળી જે વખતે હઝરત ખ્વાજા સાહેબ ( રહે. ) ઉપર હાલત તારી થઇ ( વુજદમાં આવ્યા ) તે વખતે તમામ જમીન આસમાન ઝાડ (વનસ્પતી) પત્થરો ધ્રુજતા હતા, અને દરેક તરફથી ઇલ્લાહી બેર

કરજો એવી અવાજો આવતી હતી, તે સમયે મેં એવી રીતે જમીનને દબાવી અને થામી હતી કે મારૂં મોટું લાશ થઇ ગયુ હતું, અગર હું પણ સમાઅની મજલીસમાં હતે તો આજને આજ નાની જેવી કયામત કાયમ થઇ જાત.

શએર.

જાનહે ખુદાએ ખ્વાજા. દિલ મુબ્તીલાએ ખ્વાજા.
આંખોમેં નુર ખ્વાજા, દિલમે ઝીયાએ ખ્વાજા.
સરદારે ઓલ્યા હેં, કુબ્બેઝમાં યેહી હેં,
પાએ વોહી વિલાયત જીસ્કો દિલાયે ખ્વાજા.



## હઝરત ખ્વાજા મુઇનુદીન ચીસ્તી ( રહે. )ની ઓલાદનું વર્ણન.



ખઝીનતુલઅસફીયા અને સીરતુલ અકતાબ નામના ગ્રંથોમાં લખ્યું છે કે હઝરત ખ્વાજા મુઇનુદીન ( રહે. )ની બે બીબીઓ (સ્ત્રીઓ) ઘણી પરહેજગાર અને પારસા (નેક) હતી જેઓનું વર્ણન જુદું જુદું કરી વાંચકો સમક્ષ રજુ કરૂં છું.

# પહેલી બીબીનું વર્ણન.

એવણુ **હઝરત સૈયદ હુસેન** ખંગ સવાર (રહે.)ના કાકા **હઝરત સૈયદ વજીહુદ્દીનના** પુત્રી હતાં, અને એઓનું પવિત્ર નામ મુબારક **અફ્ત**[1] (રહે) હતું. એવણુના (એટલે હઝરત અફ્ત (રહે.)ના પિતા બુઝરૂગવારને હઝરત **ઇમામ જાફર** સાદીક (અ.)નો ખ્વાબની (સ્વપ્નામાં) હુકમ થયો હતો કે હઝરત અફ્તના નિકાહ આપની સાથે કરી આપો.

ત્યાર બાદ હઝરત **સૈયદ વજીહુદ્દીને** પોતાની પુત્રી પારસા હઝરત અફ્તનો નિકાહ ખ્વાજા સાહેબ (રહે.) સાથે કરી આપ્યો. પછી આ બીબી સાહેબાથી ત્રણ સાહેબઝાદા (છોકરાઓ)નો જન્મ થયો હતો, પહેલા સાહેબઝાદાનું પવિત્ર નામ મુબારક **હઝરત ખ્વાજા અબુ સઇદ** (રહે.), બીજાનું **હઝરત ખ્વાજા ફખરૂદ્દીન** (રહે.) ત્રીજાનું **હઝરત ખ્વાજા હિસામુદ્દીન** (રહે.) હતું કે જેઓનું બયાન નીચે પ્રમાણે છે.

---

૧–કિતાબ સીરતુલ અકતાબમાં આ બીબી સાહેબનું પવિત્ર નામ મુબારક અફ્ત અને કિતાબ ખઝીનતુલ અસફીયામાં અસમત નામ લખ્યુ છે.

## વડીલ સાહેબજાદાનું વર્ણન.

---

ખ્વાજા સાહેબના વડીલ સાહેબજાદા **હઝરત ખ્વાજા અબુ સઇદની** મુબારક વય ૫૦ વરસની થઇ હતી ને બે ફરજંદો તેઓના થયા હતા.

---

## બીજા સાહેબજાદાનું વર્ણન.

---

ખ્વાજા **ગરીબુન્નવાઝના** બીજા સાહેબજાદા જનાબ **ફખેરૂદીન** સાહેબ કે જેઓ ઘણા દરીઆ દીલના સખી વજુદ અને બુઝરગ હતા, અને ખ્વાજા સાહેબ (રહે.)ની વફાત થયા બાદ ૨૦ વરસ સુધી જીવતા રહી ૭૦ વરસની વયે પહોંચી કરબે સરદાર કે જે અજમેર શરીફથી ૧૬ ગાઉને છેટે છે, ત્યાં વફાત પામ્યા. અને ત્યાંજ આપને દફન પણ કરવામાં આવ્યા છે. (એટલે આપની દરગાહ શરીફ પણ ત્યાંજ છે.) અને આપથી પાંચ ફરજંદો (પુત્રો)નો જન્મ થયો હતો.



## ત્રીજા સાહેબજાદાનું વર્ણન.

ત્રીજા સાહેબજાદા ખ્વાજા હિસામુદ્દીન કે જેઓ સર્વેથી નહાના અને સાહેબે કરામત બુઝરગ હતા, તેમના સંબંધમાં એવું જણાવવામાં આવ્યું છે, કે તેઓ અબદાલના ગીરોહ સાથે ગાઇબ (છુપા) થઇને મલી ગયા હતા, તેઓની મુબારક ઉમર ૫૫ વરસની હતી, અને તેમના સાત સાહેબજાદાએ થયા હતા; તેમનાં વિષે એમ પણ જણાય છે કે દિલ્લીના પ્રખ્યાત અને જગજાહેર વલી અલ્લાહ ખ્વાજા હઝરત નિઝામુદ્દીન ઓલ્યા (રહે.)ની સાથે તેઓની ઘણીજ દોસ્તી (મિત્રાચારી) હતી, અને ભાઇચારાનો અરસપરસ સારો સંબંધ હતો. તેઓનો પવિત્ર રોઝો સાંપેરા નામના કસ્બામાં છે, જે અજમેર શરીફની પશ્ચિમે આવેલો છે. ઘણાં લોકો એ જગ્યાએ ઝીયારતના માટે જાય છે.



## બીજા બીબી સાહેબનું વર્ણન.

હઝરત ખ્વાજા સાહેબ (રહે.) ના બીજા બીબી સાહેબ હિંદુસ્તાનના રાજયવંશીઓમાંથી એક રાજાની પુત્રી હતાં, જેઓ ખ્વાજા ગરીબુન્નાવાઝના નિકાહમાં એવી રીતે આવ્યાં છે કે પટીલી કિલ્લાના હાકીમ કે જેઓનું નામ મલિક ખિતાબ કરીને

હતું તેઓએ તે તરફના કાફીરોને મોટી સંખ્યામાં કતલ કર્યા હતા, તેઓએ ઘણી મુદત સુધી આજુબાજુ પડીલીના કુફ્ફારો સાથે જંગી લડાઇઓ કરી હતી, જેમાં એક રાજાની પુત્રીને તેઓ કેદ કરીને પકડી લાવ્યા હતા, અને તેઓએ તે રાજાની કુંવરીને ખ્વાજા સાહેબ (રહે.) ને ભેટ તરીકે અર્પણ કરી હતી, અને તેની સાથે નિકાહ કરીને તેનું નામ **ઉમ્મતુલ્લાહ** રાખ્યું હતું તેઓથી એક પુત્રીની પ્રાપ્તી થઇ હતી. જેઓનું નામ મુબારક **બીબી હાફેઝજમાલ** રાખવામાં આવ્યું હતું.

આ ખ્વાજા સાહેબ (રહે.) ના બેટી સાહેબા ઘણા પરહેજગાર, ધાર્મીક અને પારસા હતાં, અને પોતાના પિતા ખ્વાજા સાહેબ (રહે.) ના હાથેજ મુરીદ થયાં હતાં, વળી ખ્વાજા સાહેબ [રહે.] એ પોતાના પુત્રી બીબી હાફેજજમાલને ખીલાફત પણ આપી હતી, અને આપે ફરમાવ્યું હતું કે તમો હિદાયત (સુબોધ) શિખામણ સ્ત્રીઓમાં કરો, ખ્વાજા સાહેબ (રહે.) ના ફરમાન મુજબ બીબી હાફેઝા સાહેબે તે કાર્ય માથે સ્વીકારી સ્ત્રીઓને સુબોધ આપવાનું શરૂ રાખ્યું હતું જેથી તે સમયમાં હજારો સ્ત્રીઓને સુમતી મળવા ઉપરાંત ધાર્મીક પાક અને પવિત્ર ઇસ્લામી મઝહબ સ્વીકાર્યો હતો.

બીબી હાફેઝજમાલ સાહેબની શાદી **શેખ રઝીઉદ્દીન** સાહેબની સાથે ખ્વાજા સાહેબ (રહે.) એ કરી આપી હતી, પછી કેટલીક મુદત બાદ બીબી હાફેઝજમાલ (રહે,) જન્નત-

નશીન ( સ્વર્ગવાસી ) થયાં આપનું પવિત્ર મઝાર **ખ્વાજા ગરીબુન્નવાઝ** (રહે.) ની બાજુમાંજ છે.

ખ્વાજા સાહેબ (રહે.) ના આ બીબી સાહેબથી એટલે બીબી ઉમ્મતુલ્લાહથી બીબી હાફિઝજમાલ વગર બીજા પણ એ ફરજંદો થયાં છે. પરંતુ દુધ પાવાનાજ સમયમાં કોમળ વયે ફીરદોસે બરીં ઉપર સીધાવ્યાં હતાં. (મરણ પામ્યાં હતાં.) **કાલુ ઇન્ના લીલ્લાહે વ ઇન્ના એલયહે રાજેઉન.**

---

## શાહેનશાહે હિંદલવલી હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તી (રહે) ના ખલીફાઓનું વર્ણન.

---

હઝરત ખ્વાજા સાહેબ (રહે.) પોતાના અહદીયતુલ મા-અરીફત નામના **ગ્રંથ**માં લખે છે કે આ ફકીરથી એક **ખલીફા** મોટા કુત્બુલ **અકતાબ** ખ્વાજા **કુત્બુદ્દીન** અવેશી બખત્યાર કાકી દહેલ્વી અવ્વલીન અર્વાહ (પ્રથમ પદે) થયા, અને ૬૫ ખલીફા નાના અને ૫૫ સાહેબે મજાઝ થયા, કે જેઓનું ટુંક વર્ણન તવારીખે આઇનએ તસવ્વુફના આધારે લખવામાં આવે છે.

ખલીફા મોટા હઝરત કુત્બુલ અકતાબ ખ્વાજા કુત્બુદ્દીન

અવેશી બખત્યાર કાકી દહેલ્લી પહેલા અર્વાહ (ક. દ.) થયા, આ હઝરતના હાલાતો સુર્યની માફક જાહેર છે અને ઘણીજ કિતાબો ફારસી-ઉર્દુમાં આપના હાલાતોથી ભરેલી પડેલી છે પણ અહી વર્ણન લંબાણુ થઈ જવાના કારણે ટુંકમાં થોડોક હાલ નિચે પ્રમાણે લખવામાં આવે છે કે રમઝાન શરીફની ૨૪ મી તારીખે ૫૪૮ હિજરીમાં બુધ-વારના દીવસે અસરની નમાઝ બાદ મુકામ અવેશની અંદર આપનો જન્મ થયો. અને જીલહજ્જ માસની ૬ ઠી તારીખે ૫૭૪ હિજરીમાં જુમ્માના દીવસે નમાઝ અસર બાદ આપને ખ્વાજા મુઇનુદીન ચીશ્તીથી ખીલાફત મળી, અને રબીઉલ અવ્વલ માસની ૧૪મી તારીખે ૬૨૪ હિજરીમાં રવી-વારના દીવસે સવારના વખતે ચાશની[1] નમાઝના ટાઇમ ઉપર મુકામ દિલ્લી શરીફમાં આપનો વિસાલ (વફાત) થયો.

---

## નાહના ખલીફાઓનું વર્ણન.

---

હે! મારા પ્રિય વાંચકો, ઉપર મોટા ખલીફાનું વર્ણન લખ્યું પણ હવે નાહના ખલીફાઓ ૬૫ છે. તેઓના મુબારક નામોની યાદી મોટા માન સહીત નીચે લખવામાં આવે છે.

(૧) હઝરત ઇમામુંદ્દીન બીન નજમુદ્દીન, (૨) ખ્વાઝઅલ્લાહ બીન શરીફ અહમદ (૩) અહમદશાહાબ બીન સૈયદ જમીલમદની (૪) વદુદુદ્દીન બીન શેખ સલીમ (૫) ખ્વાજા ફખરૂદ્દીન સાહેબ (ખ્વાજા સાહેબના સાહેબજાદા) (૬) શેખ અહમદ કાબલી (૭) ગુલામ હાદી તરફ (૮) સુલ્તાનશાહ (૯) અહમદખાંન દુર્રાની (૧૦) કાદીર સઇદ (૧૧) કુઆંન અહમદ (૧૨) અહમદ કહર બીન ફકીર જબા (૧૩) અઝહરખાન તરફ (૧૪) સુબ્હાનઅલી ખાંન ચમડી (૧૫) ફકીર મહમદ (૧૬) અમીર બુરહાનજી સદાસોહાગ (૧૭) અહમદખાન ગલઝી જોઝફી (૧૮) હાદી મોહંમદ ગસરદ ફર્હમાની (૧૯) કેવાન અસગર કન્ધહારી (૨૦) નિઝામખા તરફ (૨૧) સોગી બહાદુરશાહ (૨૨) મુર્ગાદખાં તરફ (૨૩) મુરાદબેગ મુગલ (૨૪) મોહમંદ અસગર બીહારી (૨૫) શોઆતખાંન તરફ (૨૬) નેઅમત અહમદ સફાર (૨૭) મહમુદ અહમદ (૨૮) રમાદ અકબરશાહ (૨૯) ગરીબઅસગર બીન અચાંઝ અરફહાની (૩૦) શહાબવલી (૩૧) સરવર અહમદ (૩૨) ઝહીરૂદ્દીન બીન શમસુદ્દીન (૩૩) સફયાન અહમદ (૩૪) માઆરૂફશ હાલકુર્શી (૩૫) અબદુલ્લા અસગર (૩૬) અબદુલ્લા ગફફાર (૩૭) અઝીઝ અહમદશાહ (૩૮) મોસબુગ ઇગરાફી (૩૯) ફરીમ શાહબ બીન મહમુદશાહ ધરાની (૪૦) યાકુબખાંન (૪૧) અબદુલગફફાર (૪૨) હસંન દાઉદ (૪૩) ફરીમ અહમદશાહ (૪૪) અબુલફરહ કુરશી (૪૫) ખ્વાજા અહમદશાહ (૪૬)

શેખ હમીદુદ્દીન નાગોરી (૪૭) શેખ વજીહુદ્દીન મુલ્તાન શરીફ (૪૮) શેખ હમીદુદ્દીન સુફી નાગોરી (૪૯) ખ્વાજા બુર્હાનુદ્દીન (૫૦) શેખ અહમદ (૫૧) શેખ મોહમદ મોસીન (૫૨) ખ્વાજા સલમાન કરશફી (૫૩) શેખ સદરૂદ્દીન (૫૪) શેખ શમશુદ્દીન ફેકાની (૫૫) ખ્વાજા હસન ખ્યાત (૫૬) અબ્દુલ્લાશાહ ઉર્ફે જોગી જેપાલ (૫૭) શેખ મોહંમદ ઝાહેદ તરક (૫૮) શેખ મોહમદઅલી સંજરી (૫૯) ખ્વાજા યાદગાર હોઝમ (૬૦) ખ્વાજા સબઝ યાદગારી (૬૧) ખ્વાજા અબ્દુલ્લા ખ્યાબાની (૬૨) શેખ મોહમંદ ફના (૬૩) શેખ વહીદુદ્દીન ખુરાશાની (૬૪) સુલ્તાન અબુ મસઉદ ગાઝી (૬૫) હઝરત બીલાફૈઝજમાલ અનવર (૬૬.) (સાહેબજાદી) ખ્વાજા ગરીબુન્નવાઝ.

## હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચીશતીથી જીન્નાતો કેટલા મુરીદ હતા તેનું વર્ણન.

આપ પોતે પોતાના મકતુબાતેને તામે આહદીયતુલમ આરીફમાં લખી જણાવે છે કે આ ફકીરથી ૫૫ માણસો જીન્નાત કોમના સાહેબે મજાઝ [ મુરીદ ] થયા. તેઓના નામો લંબાણ થઇ જવાના કારણે લખ્યા નથી પણ ટુંક વર્ણન મારા પ્રિય વાંચકોને જાણવાને માટે અત્રે અહીં ટાંકું છું.

જીન્નાત રઈસીજાદા હારુનની વંશથી **હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચીશ્તી** ( રહે. ) ની સાથે હિંદુસ્તાન આવ્યા હતા અને ૧૫ જીન્નાતો હઝરતના પીરભાઇ હતા. અજમેર શરીફમાં આવી હઝરત મજકુરે રમઝાન મુબારક માસની ૧૭ મી તારીખ ૫૬૧ હિજરી જુમ્માના દીવસે ચાશતની[1] નમાઝ વખત આ જીન્નાતોને એકજ વખતમાં સાહેબે મઝાઝ (મુરીદ) કર્યાં અને ૧૯ જીન્નાતોને તારીખ ૧૭ રમઝાનુલ મુબારક માસની સને ૬૧૭ હિજરી જુમ્માના દીવસે રાત્રે તહેજ્જુદની નમાઝ પહેલાં મુકામ અજમેર શરીફમાં એકજ ટાઈમે સાહેબે મઝાઝ કર્યા.

અને બે બીજા જીન્નાતોને સને ૬૧૯ હિજરી રમઝાન મુબારકની ૧૭ મી તારીખ જુમ્માના દીવસે રાત્રે તહેજ્જુદની નમાઝ પહેલાં મુકામ અજમેર શરીફની અંદર એકજ વખતે સાહેબે મઝાઝ કર્યા.

ઉપલા ૨૧ જીન્નાતોમાં **મોહમદ તમકાગ** નામનો જીન ૧૨૦ જણ ઉપર સરદાર છે વળી તમામ સાહેબે મઝાઝમાં મઝાઝ મોટા છે. હઝરત ગરીબુન્નવાઝે જીન્નાતોના સર્વે ટોળાંઓ ઉપર તેઓને સરદાર અને હાકીમ નીમ્યા છે.

આ ૫૫ જીન્નાતો સાહેબે મઝાઝ સૌ જીવતા છે અને અજમેર શરીફમાં હમેશા હાજર રહે છે. તેઓમાંથી કંઇએક જીન્નાતો મહેમાનોની (પરોણાઓની) ખીદમત કરે છે. તેમ

---

નોટ ૧—સવારે આફતાબનો ઉદય થયા પહેલાં જે બે રકાઅત નફીલ નમાઝ પઢવામાં આવે છે તે.

કંઇએક દરગાહ શરીફની જારૂબકશી (કચરો ઝાડવો)માં જાગ્યે રહે છે. હમણાં સુધી તેમાંથી કોઇની રહેલત ( મૃત્યુ થઇ નથી.

હઝરત **મોહંમદ તબકાગ** જે જીન્નાતોના સરદાર છે તે ખાસ કરી આ કાર્ય ઉપર નિમેલા છે, કે જે કોઇ જીન્નાતો માંથી નાફરમાની કરે તેને શિક્ષા આપવી. વળી જે જીન્નાત કાશીરોમાંથી કોઇપણ રીતે મગરૂરી કરી માથુ ઉઠાવે છે તે એજ મોહમદ તબકાગ તેને પકડી પવિત્ર અને સત્ય ઇસલામ ધર્મમાં સામીલ કરી સીધો માર્ગ બતાવે છે.

ખ્વાજા સાહેબની વફાત પછી પણ ૭૫ જીન્નાતો મુસલમાન થઇ ચીસ્તીયા ખાનદાનમાં મુરીદ થયા અને આ સૈ જીન્નાતો અજમેર શરીફમાં પહાડોની ગુફાઓમાં રહે છે. તેઓ અર્બાબે તરીકત સબદાર આરીફોથી જણાવી સાથે મળે છે અને હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીસ્તી (રહે) ના હુકુમથી કં તેઓને ભેટ પણ કરે છે. તમામ એટલે તરીકત ચીસ્તીય સાબીરીયાથી અજાણપણામાં મુલાકાત કરેછે, અને જીન્નાતોન ટોળાંમાં એક હજાર વરસની વયનો છોકરો થાય છે અને ત્રણ હજાર વરસનો યુવાન અને સાત અથવા નવ હજાર વરસને વૃધ્ધ થાય છે.

કંઇએક જીન્નાતો હઝરત **આદમ** ( અ. ) તથા હઝરત **મુસા** (અ.) તથા હઝરત **ઇસા** (અ.) ના જમાનાથી લઇ હઝરત શહેનશાહે દોસરા મહેબુબે કીબ્રીયા અહમદ મુજતુબ **મોહંમદ મુસ્તફા** (સ. અ.) ના જમાના મુબારક સુધી જીવત

મોજુદ હતા, વળી તેઓએ હઝરત – પયગમ્બર (સ. અ.) ની હુઝુરીમાં (સેવામાં) હઝરત અમ્બીઆ (અ.) નો સલામ અરજ કર્યો હતો.

એજ પ્રમાણે ઘણાક યુવાન જીન્નાતો કે જેઓએ શાહે-નશાહે હિંદ હઝરત ખ્વાજા ગરીબુન્નવાઝ (રહે.) ની હજુરમાં શરફ પામ્યો હતો તે હમણા સુધી મોજુદ છે. અને કયામત સુધી મોજુદ રહેશે. **વલ્લાહો આલમ બીસ્સવાબ.**



## હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તીના નવ્વાણું નામો નીચે પ્રમાણે છે.

---

(૧) પીરસૈયદ મુઇનુદ્દીન (૨) મખદુમ મુઇનુદ્દીન (૩) મૌલાના મુઇનુદ્દીન (૪) ચીશ્તી મુઇનુદ્દીન (૫) શેખ મુંઇનુદ્દીન (૬) મશાએખ મુઇનુદ્દીન (૭) ગૌસુલઅરઝ વસ્સમાઅ મુઇનુદ્દીન (૮) મુકર્રબુલ હઝરત વલ કીબ્રીયા મુઇનુદ્દીન (૯) મહેબુબે ખુદા મુઇનુદ્દીન (૧૦) વારીસે અંબીઆ મુઇનુદ્દીન (૧૧) ફરજંદે મુરતદા મુઇનુદ્દીન (૧૨) જીગર ગોસએ રસુલે ખુદા મુંઇનુદ્દીન (૧૩) નુરદીદએ બતુલ મુઇનુદ્દીન (૧૪ હાજીયુલ હરમેન મુઇનુદ્દીન (૧૫) તારીકે કાનેન

મુઇનુદ્દીન (૧૬) શેખુશશકલેન મુઇનુદ્દીન (૧૭) કરીમુત્તગફ્ફેન મુઇનુદ્દીન (૧૮) સુલતાનુલ ઇસલામ મુઇનદ્દીન (૧૯) મહેબુબે અસહાબ મુઇનુદ્દીન (૨૦) બાદશાહે મુઇનુદ્દીન (૨૧) અશાશે ઝાતે ઇલાહ મુઇનુદ્દીન (૨૨) આલીમેશાહ મુઇનુદ્દીન (૨૩) ફન ફીલ્લા મુઇનુદ્દીન (૨૪) આરીફુલ્લાહ મુઇનુદ્દીન (૨૫) મઅસુરે બાઅમરૂલ્લાહ મુઇનુદ્દીન (૨૬) મોહરમે અસરાર મુઇનદ્દીન (૨૭ મઝહરે અનવાર મુઇનુદ્દીન (૨૮) નરૂલ્લાહ મુઇનુદ્દીન (૨૯ મનજરૂલ્લાહ મુઇનદ્દીન (૩૦) મિસબાહુલ્લાહ મુઇનુદ્દીન (૩૧ મિફતાહુલ્લા મુઇનુદ્દીન (૩૨) મીશસુલ્લા મુઇનુદ્દીન (૩૩) કમરૂલ્લાહ મુઇનુદ્દીન (૩૪) શમ્સુલ્લાહ મુઇનુદ્દીન (૩૫) ફેઝુલ્લાહ મુઇનુદ્દીન (૩૬) ફદલુલ્લાહ મુઇનુદ્દીન (૩૭) સૈફુલ્લાહ મુઇનુદ્દીન (૩૮) કાસુલ્લાહ મુઇનુદ્દીન (૩૯) અઇમુલ્લાહ મુઇનુદ્દીન (૪૦ બહરૂલ્લાહ મુઇનુદ્દીન (૪૧) ઝીકરૂલ્લાહ મુઇનુદ્દીન (૪૨) ફીકરૂલ્લાહ મુઇનુદ્દીન [૪૩] મીરૂલ્લાહ મુઇનુદ્દીન [૪૪] ખઝાએનુલ્લાહ મુઇનુદ્દીન [૪૫] જમાલુલ્લાહ મુઇનુદ્દીન [૪૬] કમાલુલ્લાહ મુઇનુદ્દીન [૪૭] મુહીતુલ્લાહ મુઇનુદ્દીન [૪૮] મુતીઉલ્લાહ મુઇનુદ્દીન [૪૯] ઇઝમતલ્લાહ મુઇનુદ્દીન [૫૦] કુદરતુલ્લાહ મુઇનુદ્દીન [૫૧] ઇનકાઉલ્લાહ મુઇનુદ્દીન [૫૨] શફાઉલ્લાહ મુઇનુદ્દીન [૫૩] ઝીયાઉલ્લાહ મુઇનુદ્દીન [૫૪] સનાઉલ્લાહ મુઇનુદ્દીન [૫૫] ઉલમાં ઉલ્લાહ મુઇનુદ્દીન [૫૬] ખુલફા ઉલ્લાહ મુઇનુદ્દીન [૫૭] શફી ઉલ્લાહ મુઇનુદ્દીન [૫૮] જનુદુલ્લાહ મુઇનુદ્દીન [૫૯] ઓલ્યા અલ્લાહ મુઇનુદ્દીન [૬૦] અતકીયા અલ્લાહ

મુઇનુદ્દીન [૬૧] અસરીયા અલ્લાહ મુઇનુદ્દીન [૬૨] ઇનાયતુલ્લાહ મુઇનુદ્દીન [૬૩] મુકતીદાએદીન મુઇનુદ્દીન [૬૪] કુત્બુલ અકતાબ મુઇનુદ્દીન [૬૫] હિમાયતુલ્લાહ મુઇનુદ્દીન [૬૬] પીરાનપીર મુઇનુદ્દીન [૬૭] દુરવેશ મુઇનુદ્દીન [૬૮] દીલરીશ મુઇનુદ્દીન [૬૯] રફીઉદદરજાત મુઇનુદ્દીન [૭૦] કાઅબએ મુખદાદ મુઇનુદ્દીન [૭૧] આઅઝમે સઆદાત મુઇનુદ્દીન [૭૨] ઇમામ મુઇનુદ્દીન [૭૩] મોમીન મુઇનુદ્દીન [૭૪] મોઅયદે ઇસલામ મુઇનુદ્દીન [૭૫] કિબલએખાસ વઆમ મુઇનુદ્દીન [૭૬] સીપેહસાલાર મુઇનુદ્દીન [૭૭] શહઅવાર મુઇનુદ્દીન [૭૮] કાતીલે કુફ્ફાર મુઇનુદ્દીન [૭૯] સતાર મુઇનુદ્દીન [૮૦] આલીમ મુઇનુદ્દીન [૮૧] આમીલ મુઇનુદ્દીન [૮૨] કામીલ મુઇનુદ્દીન [૮૩] કાઝીલ મુઇનુદ્દીન [૮૪] વાહેદ મુઇનુદ્દીન [૮૫] કરીમ મુઇનુદીન [૮૬] રહીમ મુઇનુદ્દીન [૮૭] સમીઅ મુઇનુદ્દીન [૮૮] બસીર મુઇનુદ્દીન [૮૯] અલીમ મુઇનુદ્દીન [૯૦] અવ્વલ મુઇનુંદીન [૯૧] આખીર મુઇનુદ્દીન [૯૨] ઝાહેર મુઇનુદ્દીન (૯૩) બાતીન મુઇનુદ્દીન (૯૪) નાઝીર મુઇનુદ્દીન (૯૫) દાયમ મુઇનુદીન (૯૬) કાયમ મુઇનુદ્દીન (૯૭) ગરીબુન્નવાઝ મુઇનુદ્દીન-(૯૮) બુરહાનુંલઆરેફીન મુઇનુદ્દીન (૯૯) સુલતાનુલ આશેકીન મુઇનુંદીન.



# હઝરત ખ્વાજા ખ્વાજગાંને ખ્વાજા મુઈનુદીન ચીશ્તી હસન સંજરી (રહે.)ની વફાતનું વર્ણન.

સાહેબે સીયરૂલઅકતાબ અને ખઝીનતુલ અસરીયા અને ત્વારીખે આઇનએ તસુવ્વુફ નામના પૂસ્તકોના કર્તાઓ જણાવે છે કે રજ્જબુલ મુરજ્જબ માસની તા૦ ૬ સને ૬૩૩ હિજરીમ સોમવારના દીવસે રાત્રે તહજ્જુદની નમાઝ બાદ **હઝરત ખ્વાજા ગરીબુન્નવાઝ** (રહે.) આ ફાની દુન્યાને તજી દઇ ફીરદોસેબરી સીધાવ્યા હતા તે મુબારક રાતનું વર્ણન એ પ્રમાણે છે કે ઇશાંની નીમાઝ બાદ આપે પોત્તાના હુજરા મુબારકનું બારણું બંધ કર્યું અને ખાદીમો તથા ખાસ માણસોને હુકુમ કર્યો કે હુજરાની અંદર કોઇએ દાખલ થવું નહીં.

આપના જે ખાસ લોકો હતા તે બધા બારણાની પાસે બેઠા હતા, તેઓએ તમામ રાત પગો મુબારકની અવાજો સાંભળી તેનાથી એવી રીતે માલુમ પડયું હતું કે હુજરાની અંદર આપ વજુદની હાલતમાં છે. સવારનો વખત થતાં અવાજ બંધ પડયો, જયારે સવારની નમાઝનો વખત થયો. ત્યારે ખાદીમોએ હુજરાનું બારણું ઠોકયું અને અવાજો આપ્યા, પરંતુ કાંઇ જવાબ મળ્યો નહિ. છેવટે લાચારીએ. ઘણી મેહેનતે

બહારથીજ તે બારણું ખોલ્યું. શું જુએ છે, કે ખ્વાજા ગરી-બુન્નવાઝ (રહે.) આ જહાં ફાનીથી રહેલત ફરમાવી ચુક્યા છે. (ઇન્ના લીલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન) મજકુર રાત્રે ઘણાંક ઓલ્યા અલ્લાહોએ સ્વપ્નામાં હઝરત મહેબુબે ખુદા શહેનશાહે દોસરા **મોહમંદ મુસ્તુફા** (સ. અ. વ.) ને જોયા, કે આપ ફરમાવે છે અમો ખ્વાજા **મુઇનુદીન ચીશ્તી** (રહે) ના ઇસ્તેકબાલના માટે આવીશું ! જ્યારે ખ્વાજા સાહેબ (રહે) એ ઇન્તેકાલ ફરમાવ્યો તે વખતે આપની નુરાની પેશાની મુબારક ઉપર અરબી ભાષામાં નીચે પ્રમાણે ખુલ્લા અને રોશન અક્ષરો લખેલા હતાઃ-

## હબીબુલ્લાહ માઅતાફી હુબ્બેલ્લાહ.

અર્થ (અલ્લાહના દોસ્તની વફાત થઈ છે. અલ્લાહની મો-હબ્બત (પ્રેમ) માં આપની વફાત દીલ્લીના પાદશાહ સુલ્તાન **શમસુદીન** અલતમશની સલતનતના સમયમાં થઇ છે. પવિત્ર રોઝો મુબારક આપનો અજમેર શરીફમાં છે. કે આપના ઓરસ શરીફનું વર્ણન આગળ લખવામાં આવશે.

ખ્વાજા સાહેબ (રહે) સૈયદ હસની અને હુસેની છે વળી હઝરત ગૌસે આઅઝમ કુત્બે આલમ પીરાનપીર (રહે.) આ-પના ભાણેજ અને કોઇ કોઇ રિવાયતોમાં ખાલાઝાદ ભાઇ હતા.

ખ્વાજા સાહેબ (રહે.) નો ફેઝ અને તસર્રૂફ જેવો જીંદ-ગીમાં ચાલુ હતો તેવોજ અત્યાર સુધી પણ ચાલુ છે. જે મા-

ઘુસ દરગાહ શરીફ ઉપર હાઝીર થઇને મતલબો દીની અને દુન્યવી જાહેરી અને બાતેનીનો હાજતમન્દ થઇને જાય છે તેની તમામ હાજતો પુરી થાય છે.

આપની પવિત્ર વય થોડાક લેખકોએ ૯૧ અથવા ૯૨ અને કંઇએકે ૧૧૧ વરસની લખી છે.

ખઝીનતુલ અસફીયામાં આપનો જન્મ ૫૩૭ હિજરી અને વફાત શરીફ ૬૩૩ હિજરીમાં લખી છે. આ હિસાબથી આપની વય મુબારક ૯૬ વરસની થાય છે.

મુઇનુદ્દીન મુઇન હરદો આલમ.
દીલરોશન ઝમાનવારે તજલ્લા.
૫૩૭

બતવલીદશ, ઇમામ મુજતબાંખ્વા.
વિસાલે નખ્યરે અકબરે મોઅઝ્ઝા.
૬૩૩



## હઝરત ખ્વાજા સાહેબનો વંશાવળી.

આપ ખ્વાજા ગ્યાસુદીન હસનીયુલ હુસની સંજરીના સાહેબજાદા છે અને આપના વાલેદા ( માતુશ્રી ) નું નામ ઉમ્મુલવરાઅ બીબી માહનુર હતું. આપ હસબથી અને નસબથી હસની અને હુસેની છે.

## આપના પિતાનું નસબનામું.

હઝરત ખ્વાજા ખ્વાજગાંને ખ્વાજા મુઇનુદ્દીન હસન ચીસ્તી સંજરી (કદ.) ઇબને હઝરત ખ્વાજા ગ્યાસુદ્દીન અહમદ, ઇબને હઝરત સૈયદ કમોલુદ્દીન, ઇબને હઝરત સૈયદ અહમદ હુસેન, ઇબને હઝરત સૈયદ તાહેર, ઇબને હઝરત સૈયદ અબદુલ અઝીઝ, ઇબને હઝરત સૈયદ ઇબ્રાહીમ, ઇબને હઝરત ઇમામઅલી મુસારઝાં, ઇબને હઝરત ઇમામ મુસા કાઝમ, ઇબને હઝરત ઇમામ જાઅફર સાદિક, ઇબને હઝરત ઇમામ મોહમદ બાકર, ઇબને હઝરત ઇમામ ઝેનુલઆબેદીન, ઇબને હઝરત ઇમામ હુસેન અલયહીસ્સલામ, ઇબને હઝરત અલી કરમુલ્લાહ વજહો. (રદી અલ્લાહો તઆલા અન્હુમ )

## આપના માતુશ્રીનું નસબનામું.

હઝરત ખ્વાજા મુઇનુદ્દીન હસન ચીસ્તી સંજરી (રહે.) ઇબને હઝરત ઉમ્મુલ વરાઅ બીન્તે હઝરત દાઉદ, ઇબને હઝરત સૈયદ અબદુલ્લાહ અલી, ઇબને હઝરત યહ્યા ઝાહેદ, ઇબને હઝરત સૈયદ મોહંમદ, ઇબને હઝરત સૈયદ દાઉદ, ઇબને હઝરત સૈયદ મુસા, ઇબને હઝરત સૈયદ અબદુલ્લાહ, મોહંમદ, ઇબને હઝરત સૈયદ હસન સના, ઇબને હઝરત ઇમામ હસન અલય હીસ્સલામ. ઇબને હઝરત અલી કરમુલ્લાહ વજહો ( રદી અલ્લાહે તાઆલાઅન્હુમ )

# હઝરત મીરાં સૈયદ હુસેન અજમેરીનો

## લડાઇનું વર્ણન.

---

હે, વાંચકો હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તી ( રહે ) નુ વર્ણન તો હું લખી ચુકયો અને આપની દરગાહ વિગેરેનુ વર્ણન જે લખવાનું છે તે આગળ લખીશ. પણ હાલમાં તો **મીરાં સૈયદ હુસેન** સાહેબની લડાઇનું વર્ણન લખું છું કે તેનાથી પણ પ્રિય વાંચકો અજાણ્યા રહે નહિ.

હઝરત મીરાં સૈયદ હુસેન સાહેબ, હઝરત ખ્વાજા મુઇનુદીન ચીસ્તી (રહે.) કરતાં પહેલા થઇ ગયા, કે જે મીરાં સૈયદ હુસેન પાદશાહ મહેમુદશાહના જમાનામાં હતા, અને આ પાદશાહ સને ૩૯૧ હિજરીમાં ગઝનીના રાજ્યકર્તા હતા.

અને ખ્વાજા ગરીબુન્નવાઝ સુલતાન **શહાબુદીન** ગોરીના જમાંનામાં થયા છે કે જે સને ૫૬૧ હિજરીમાં રાજય અમલ ચલાવતા હતા.

અને મીરાં સૈયદ હુસેન સાહેબ જેઓનુ નામ અઅગર હુસેન પણ છે. વળી સહી પાક હસબનસબથી સૈયદ છે.

આપના પિતા સૈયદ **મોહમદ ઇબ્રાહીમ** મોહદીસ મશહદી અને માતુશ્રી આપના બીબી હાજરા છે અને એવણુ બીબી ખાસ ફાતેમાં (રદીઅલ્લાહોતઆલા અનહા) ના વંશથી છે. સખાવત, બહાદુરી, ફસાહત, બલાગત, ઇલ્મેફઝલ, અને

કમાલ, કરામત, ખુશ સ્વભાવના, ખુશ ખુબસુરત, તમામ સીફતો આપની અંદર હતી કે અગર તે સીફતોની તાઅરીફ લખવામાં આવે તો એક એક સીફતનું એક એક દફતર થઇ જાય તો પણ તે સીફત પુરી થાય નહિ.

અને સૈયદ **શહાબુદ્દીન** આપના વંશમાં મામુ હતા. જે લડાઇના વખતમાં પણ આપની સાથેજ હતા, આપના હકીકી (સગા) મામુ નથી પણ આ વંશથી કે અમીર જલાલ જે સીસ્તાનના રહેવાશી હતા જેઓના પુત્ર સૈયદ શહાબુદીન છે. એવણુની એક પુત્રીના સૈયદ ઇબ્રાહીમ જનાબ મીરાં સૈયદ હુસેન સાહેબના પિતાથી બીજા લગ્ન (નિકાહ) થયા હતા.

જ્યારે ૪૮ વરસની ઉમર આપની બંદગી,[૧] રિયાઝત[૨] પરહેઝગારીમાં તમામ થઇ ત્યારે સુન્નત અદા કરવાને માટે લગ્ન (શાદી) ની તૈયારી થઇ

હે પ્રિય વાંચકો આ વર્ણન અહીં પુરો ન કરતાં આગળ વિગતવાર વર્ણન આપના જોવામાં આવશે. તે પહેલાં તારાગઢના પ્રખ્યાત પર્વતનું વર્ણન નિચે પ્રમાણે છે.

## તારાઘઢ પહાડ.

અજમેરની અંદર એક પ્રખ્યાત તારાઘઢ નામનો પહાડ છે. અને આ પહાડ સાડાસાત કોસની ઉંચાણ રાખતો હતો, એની ઉપર રાજા પટીલે એક કિલ્લો બંધાવ્યો પછી રાજા

૧ ભકિત ૨—ખુદાની ભકિતમાં મચ્યા રહેવું તે.

રીલના મરણ પામ્યા બાદ ચિત્રપાલ, અને તેના બાદ પુથ-
ીપાલ ગાદી ઉપર બેઠા. આ રાજા ઘણો જુલમાટ ગુજારનારો
અને મગરૂર હતો તે કિલ્લા ઉપર પોતે વધુ પ્રખ્યાત થવા
ાટે ઘણીજ રોશની કરવા લાગ્યો, જે તેની ઉંચાણ (બુલંદી)
ા કારણે દુર દુરથી તેની રોશનીનું અજવાળું માલમ પડતું
તું અહીં સુધી કે શહેર બુખારામાં રોસનઅલી દુર્વેશને
રોશનીનુ અજવાળું માલમ પડયું. ત્યારે આપે આત્મિક
ાન (હલ્મે રૂહાની) શક્તિના જોરથી ખબર કાઢી તો માલમ
ડયું કે એક બેદીન કાફીરે આ રીતની મગરૂરીથી અગ્નિ
ડકાવી છે એ માલુમ પડતાંની સાથેજ ઇસલામની બહાદુરીએ
ુલ કર્યું નહિ તરતજ મુલ્ક હિંદુસ્તાન તરફ રવાના થયા.
ને હિંદુસ્તાનમાં દાખલ થઇ ગોકલા બાડીમાં આવી ધુંણી
શન કીધી. વળી ખબર કાઢતાં માલમ પડયું કે પુથવીપાલનો
હીં રાજ્યઅમલ છે તેની આ શરારત (ઉસ્કેરણી) છે.

પછી આપની ખુબીથી ઇસ્લામનો એવો ભડકો બુલંદ
ો કે તેની તમામ, કુફરની રોશની નાદી થઇ ગઇ, અને
ય પડી ગયો. એ તો અંદર ધુમ મચી ચર્ચા થવા લાગી અને
ાજુ બાજુ ઘણાંક લોકો એકઠા થયા એટલામાં રાજાનો
ામનથ નામનો એક નામીગો પહેલવાન તે વટેમાર્ગથી
હાવાના લીધે તળાવ અનાસાગર ઉપર જતો હતો.

આ ઉપરી તમામ અચંબો પમાડનારી હકીકતો જાઇને
ુર્વેશથી કહેવા લાગ્યો કે તુએ કેમ અગ્નિ બાળી છે ?

અમને ઓળખતો નથી ! જા ચાલ્યો જા, ત્યારે દુર્વેશે જવાબ આપ્યો કે ફકીરોથી અટક નહિ, તારો રસ્તો લઇ લે. શું બીજો રસ્તો નથી ! આપના આ શબ્દો સાંભળી સામનથે તલવાર આપના ઉપર મ્યાનમાંથી બહાર કાઢી મારવા ચાહી, એટલામાં ધુણીનો ભડકો આગળ વધ્યો, કે કાફીરોને બાળી નાખે.

આ કરામત ( ચમત્કાર ) જોતાંજ તે નાસી ગયો. અને બીજા દીવસે આપે ત્યાંથી આગળ વધીને સીધા ખુલ્લા બજારમા આગ સળગાવી આપી. કે જેનો ભડકો તમામ શહેર ઉપર મુશ્કીલ થઇ પડયો, એટલામાં એક દહીં વેચવાવાળી ત્યાંથી નીકળી, રાજાની રસોઇના લીધે દરરોજ દહીં લઇ જતી હતી, તેને રોશનઅલી દુર્વેશે નિચે પ્રમાણે સવાલો કર્યા.

સવાલ—આ શું લઇ જાય છે ?

જવાબ—રાજાની રસોઇ માટે દહીં.

સ.—તને રાજાના તરફથી આ દહીંના બદલામાં શુ મલે છે ?

જ.—એ અશરફી ( પૌંડ )

સ.—એવું કેવું મજેદાર દહીં છે કે જેની બે અશરફી કિંમત છે ?

જ.—[ હસને મોઢે કહેવા લાગી ] હા, એવુંજ મજેદાર દહીં છે.

પછી આપે તેને બે અશરફી આપી કહ્યું, આ દહી અમને આપી દે, તેણે લાલચમાં આવી આપી દીધું. ત્યારે

આપે જરાક આંગળી બોળીને ચાખી કહ્યું કે અમો લેતા નથી. અમારી બે અશરફી પાછી આપ અને આ તારૂં દહીં લઇ લે, આપનું આ કહેવું સાંભળી, તે રડતી રડતી રાજાની પાસે ગઇ રાજાએ તે હકીકત સાંભળી ગુસ્સે થઇને આપની તે આંગળી જેનાથી દહીં ચાખ્યું હતું, તેને કપાવી નાખી, જે કે ઇસ્લામનો હુકુમ છે. કે સતાવ્યા અને તકલીફ પહોંચાડયા વગર તેનાથી જહાદ કરી શકતા નથી.

આ આંગળી કપાવવાની મમત થઇ કે કાફીરે વગર ગુન્હાએ આંગળી કાપી નાંખી.

તે આંગળી કાપેલી જનાબ **મીરા સૈયદ હુસેન** સાહેબને દેખાડી, હવે ત્યાનું વર્ણન સાંભળો કે જે આગળ હું લખી ગયો છું કે આપના લગ્નની તૈયારી હતી, અને અહી આ બનાવ થયો, ત્યારે આપે પોતાની શાદી બંધ રાખી તરત જહાદ ઉપર કમર બાંધી, અને બહાદુરો ઇસ્લામ ઉપર જાન ફીદા કરનારા ગાઝીઓ ને નામદારોને સાથે લીધા.

જનાબ અબુ તીયબ રાવી ( લખે ) છે કે જ્યારે જનાબ હઝરત **મીરા સૈયદ હુસેન** સાહેબનો હિંદ ઉપર વિચાર થયો તો સુલ્તાન મહમુદ ગઝનવીનો ફરમાન મારા નામે પહોંચ્યો કે જે જનાબ મીરા સાહેબ આઅઝમે[૧] જંગે જહાદ હિંદુસ્તાન તરફ છે તમો **અબબ ખાન** સરદાર બલખ બુખારાથી એક ખુંખાર લશ્કર લઇ મીરા સાહેબની મદદના માટે જાઓ.

---

૧—મોટી ખુંખાર લડાઇ કરનારા બહાદુર.

પછી દશહજાર સવાર અને બારહજાર પાયદળ લશ્કર તો જનાબ મીરા સાહેબ સાથે મુજાહેદીન (લડાઇ કરવાવાળા) થયા હતા અને દસહજાર સવાર તેમ પાયદળ અબુ તઇયબ સૈયદ સહાબની સાથે આવી અમદાનની અંદર મળી ગયાં, અને હમદાનથી સૈયદ અલી પોતાના વંશના માણસો સાથે અને બલખ બુખારાના મોટા મોટા નામીચા પ્રખ્યાત લશ્કર તોડનાર રૂસ્તમી શક્તિ ધરાવનારા પહેલવાનો અને આસપાસ કરમાન અને નહાવદના ઘણાક મુસલમાનો જહાદના માટે લશ્કરની સાથે થઇ એક ટોળું નાનું અને ફોજ મોટી બહાદુરાને ઇસ્લામ દબદબા જાહોજલાલીથી હમદાનના રહેવાશીઓની સાથે હિંદુસ્તાન તરફ રવાના થયા.

પછી બુખારા ફતેહ મેળવવા વાળા લશ્કરથી પહેલાં લડાઇ પહાડ હિંદુ (પર્વત) ઉપર થઇ રાજા જેપાલથી જેની સાથે બાર હજાર ઘોડેસ્વાર અને વગર ગણત્રીએ પાયદળ ,લશ્કર હતું છેવટે ધમસાણની લડાઈ થયા બાદ રાજાએ ઘણીજ હાર ખાધી અને ઇસ્લામના લશ્કરને જીત મળી ! તેમ ઘણોજ માલ શત-રૂનો હાથ લાગ્યા, એ ઉપરાંત તેના આજુંબાજુ મુલતાનના કાશીરો રાજય કરતા હતા, તે સઉને તાબે (શરણે) કર્યા અને અહીંથી કંઇ ચીજો તોહફાઓ ( નજરાણાઓ ) તરીકે અલબખાનની સાથે કરીને પાદશાહ મહમુંદ ગઝનવીની હજુ-રીમાં રવાના કર્યા પછી ત્યાંથી સીંધાને તાબે કરી મુલ્તાન

ઉપર ઘેરો નાખ્યો. ત્યાંનો રાજા **આનદ** રાજ્ય અમલ કરતો હતો જેનો પુત્ર રાજા જમાલ હતો.

આખરે ઘણી સખત લડાઇ થયા બાદ :રાજા માર્યો ગયે અને છોકરો જમાલ તેનો કેદ પકડયો, અને મોહદ્દીસ **અબુતીયબ પણ** અહીંજ શહીદ થયા, એવીજ રીતે જે કાશીરા મુર્તીસ્થાનો સાંભે આવ્યા તેને નાબુદ કર્તા અને ફતેહ મેળવતાં દબદબા જાહોજલાલીની સાથે લશ્કરે ઇસ્લામ કે જેની ગણત્રી ૬૦૦૦૦ ઘોડેસ્વાર અને ૫૦૦૦૦ પાયદળ લશ્કર સઈ સલામતીથી લઇ મુલ્ક હિંદુસ્તાન તરફ રવાના થયા.

અને **પુત** નામના કિલ્લા ઉપર રાજા ચંદપાલથી લડાઇ થઈ જેની સાથે તમામ હિન્દુસ્તાનના રાજાઓ મળીને આ લડાઇમાં આવ્યા હતા, અને ૪૦૪ હિજરીમાં આ બનાવ બન્યો હતો. સૌ રાજાઓને હાર થઇ અને ઇસ્લામી સૈન્ય તેઓ ઉપર જીત મેળવી ! છેવટે તમામ મુકામો ફતેહ કરતા કરતાં ઇસ્લામી સૈન્યે **પુખર** ઉપર આવી તંબુ માર્યો જે મેદાનમાં તંબુ માર્યા હતા, તેમાં પાણીના તો ચિન્હો પણ માલમ પડતા નહિં હતા, ઝહોરની નમાઝનો (બપોરની નમાઝ વખત થયો ત્યારે જનાબ કરામત મઆબ બરગુઝીદએ બારગાહ વહાબ મીરા સૈયદ હુસેન સાહેબને વઝુ કરવાને માટે પાણીની દરકાર થઇ તો તેજ જગ્યાએ એક નેઝો માર્યો એટલે નર ખુદાની કુદરતથી પાણીનો ચશ્મો (પાણીની નહેર) ચાલુ થઇ ગયો! જે હમણા સુધી પણ પુખર નામેજ, પ્રખ્યાત છે; વ

ત્યાંથી ચાલી અજમેર શરીફમાં આવી તળાવ અનાસાગરપ મુકામ કર્યો કે જ્યાં તે વખતમાં ઘણા વેપારીઓ તરેહ તરેહન (ભાત ભાતના) ઘોડાઓ વિગેરે લાવી ઉભા રહેતા હતા.

મજકુર લશ્કર મોટું દબદબા અને જાહોજલાલીવાળ જેઓએ ત્યાં તંબુઓની અંદર પડાવ નાખ્યો હતો. તેઓ એ લોકોએ હંમેશા પ્રમાણે વેપારીઓ આવ્યા કરતા હતા, તે સમજયા.

જ્યારે રાજા પૃથ્વીપુતને ખબર થઇ ત્યારે તેણે પોતાન બંને છોકરાઓને ખબર કાઢવાને માટે મોકલ્યા. તે બંનેવ જ્યારે જઇને જોયું તો સોમાંથી ખંગ નામનો ઘોડો પસં કર્યો તો આપએ ફરમાવ્યું કે આ હમારી સ્વારીનો છે, વેચ વાનો નથી. તે છોકરાઓ બોલ્યા અમને તો એજ પસંદ છે જ્યારે આપે તેને ઘણાંજ ખરીદ કરવાના આરજુમંદ જોયા ત્યારે ફરમાવ્યુ અગર એને લેવા ચાહો છો તો આ ઘોડો જમ નમાં ટાંપ (પગ) મારે અને જે ખાડો થઇ જાય તેને ભર આપો તેજ એની કિંમત છે આ વાત સાંભળી તે ઘણાં ખુશ થયા, અને આવી પોતાના પીતાથી કહ્યું, તેણે પણ ઘણું ખુશ થઇને વગર હીસાબે ખજાનો તેની સાથે કરી આપ્યો !

પણ જ્યારે ખંગ ઘોડાએ ટાપ મારી તો તે સૌ ખજાનો ભરાઇ ગયો, તો એ પણ પતો લાગ્યો નહિ અને ટાંપનો ખાડો જરાપણ ભરાયો નહિ, ત્યારે તે શર્મીંદા થયો તો આપ એ કહ્યું ખેર, આ નહિ હોય તો હવે એક શરત ઉપર આપુ છું,

કે આ ઘોડો સો ઘોડાઓનો સરદાર છે તેના માટે અગર તમારી પાસેથી અમારી પાસે ચાલ્યો આવશે તો પછી પાછો આપીશું નહી, તે રાજી થઇ લઇ ગયો, અને પોતાની તાકાત પ્રમાણે ઘણુંજ મજબુતીએ હોશિઆરીથી બાંધ્યો ત્યારે પણ તે અરધી રાત્રે આપની પાસે ચાલ્યો આવ્યો.

સવારે શોધ કરવા બાદ જોયું તો ઘોડો હઝરતની પાસે છે.

આ જોઇ શરમીંદા થયા અને સમજ્યા કે એ વેપારી નથી લડાઇ કરવાને લીધે આવેલા જણાય છે. આપથી ભય કરીને પગે પડી નમનતાઇથી કહેવા લાગ્યા કે અમો આપના તાબેદાર છીએ આપના હુકુમથી બહાર નથી.

ત્યારે આપે ફરમાવ્યું કે એક વાત વગર મારો બીજો કોઇપણ કારણ નથી તે વાત આ છે કે ઇમાન લાવો ખુદા અને તેના તરફથી મોકલેલા મહાન પયગમ્બર, રસુલુલ્લાહ (સ. અ. વ.)ના ઉપર અને મૂર્તિ પૂજન મૂકી દઇ મૂર્તિઓનું ખંડન કરો.

આ સાંભળી રાજાએ કહ્યું, આપ અગર આ કરામત દેખાડો કે અનાસાગર તળાવનો કોટ (ફરતે દીવાલ) અમારાથી બંધાતો નથી. દરેક વર્ષે પાણી ઘણું પડવાથી ભાંગી પડે છે. આપ તેને એવી રીતે બાંધી આપો કે પછી તે ભાંગવા પામે નહિ. તો અમો ઇમાન લાવશું (ઇસ્લામી ધર્મ ધારણ કરશું) આપએ કહ્યું ઘણું સારૂં. ગાય, બળદ, અને આરો જેમ થઇ શકે તેમ જલદી પહોંચાડ, અમણા કોટ તૈયાર થાય છે. રાજાએ

આપના હુકુમ પ્રમાણે હજારો બળદો-અને મણોથી આટો તરત મોકલી આપ્યા.

ત્યારે આપએ **ગાઝીઓ** ( બહાદુર લડવૈયાઓ )થી કહ્યું, હવે આ બળદોને કાપો અને એના હાડકાં તથા ચામડાઓને કોટની જગ્યાએ નાખો, પછી ગાઝીઓ સાબીત કદમએ એવીજ રીતે કર્યું. જ્યારે રાજાને બળદોના કપાઇ જવાની ખબર થઇ તો ઘણો દીલગીર થયો અને તરત બેચેન થઇ આપની પાસે આવી કહેવા લાગ્યો, કેમ કોટ તઇયાર છે?

આપએ ઉપલો શબ્દ સાંભળી કહ્યું, ઉપર જો! તેણે જોયું તો કોટ બંધાઇ ગએલો હતો, આ ચમત્કાર જોઇ રાજાએ પાછું કહ્યું કે આ બાબતની મારા દીલને કેવી રીતે ખાત્રી થઇ શકે કે કોટ હમેશા કાયમ રહેશે. આપએ તેજ વખત આસમાન તરફ જોયું તો ખુદાની કુદરતથી એટલો તો વરસાદ વરસ્યો જેનાથી કોટની ઉપર સુધી પાણી આવી ગયું તોએ કોટને જરાપણ હરકત પહોંચી નહી તો છેવટે લાચાર થયો અને કંઇ તકરાર તેની કામમાં આવી નહી ત્યારે ગુસ્સે થઇને હઝરતથી કહ્યું, તમોએ ઘણું ખોટું કામ કર્યું; હમારા બળદોને કાપી નાખ્યા, તેના માટે અગર તમો તમારા જાનની સલામતી ચાહો છો તો અમણા બળદો જીવતા કરી આપો નહી તો અમો લડવાને લીધે ભય કરતા નથી. આપએ ફરમાવ્યું તુએ **રોશનઅલી દુર્વેશ**ની આંગળી નીર્દોષ કેમ કાપી? અમણા જોડી આપ તો અમોબી બળદોને જીવતા કરી આપીએ.

પણ તેનાથી એ કયાં થઇ શકે જ્યારે તે આજીઝ થયો તો કંઇ બોલ્યા વગર ચાલ્યો ગયો.

અને જઇ લડવાની તઇયારી કીધી ત્યારે આપેએ પણ બહાદુર જંગીર સૈન્ય લઇ ઘણીજ ધોમધુમ સાથે પુથવીપુત ઉપર ચઢાઇ કીધી અને બનેવ તરફના લશ્કરમાં સામ સાભે ઘણીજ કચડઘાણની લડાઇ થયા બદ ઘણાજ બહાદુરીએ ખુદાની કૃપાથી એવી તો કાફીરો ઉપર ઇસ્લામી સૈન્યે જીત મેળવી કે આખી દુન્યામાં વાહવાહ થવા લાગી અને કાફીરો નાસવા લાગ્યા.

આપ જ્યારે કિલ્લાની પાસે પહોંચ્યા તો કાફીરોએ એક ટુકડો પહાડ (મોટો પત્થર) નો જાદુના જોરથી આપના ઉપર નાખ્યો, આપએ તેને જોયો તો ચાબુકથી ઇશારો કર્યો ત્યારે તે ટુકડો પત્થરનો આપ હઝરતના ઇશારાએ કરી ત્યાંજ ઉભો રહી ગયો ! જ્યારે કંઇ બસ ચાલ્યો નહિ તો કાફીરો નાસીને કિલ્લા બંધ કરી ઇસ્લામના લશ્કર ઉપર તીરોનો વરસાદ વરસાવા લાગ્યા પણ આ બહાદુર ખુંખાર ગાઝીઓ સાભે તેનો શું આસરો તેની લડાઇની અંદર કંઇ પણ દરકાર ન કરતાં તરતજ બધા મળી **અલ્લાહોઅકબર** કહીને ભારે હલ્લો કર્યો અને આપ હઝરતએ ઘોડા ખંગને તે કિલ્લા ઉપર ચલાવ્યો, તો ઇશ્વર કૃપા અને બરકત અને જાહોજલાલી અને આપની કરામતથી પહેલીજ ટાંપમાં તારાગઢ પહાડ જે સાડા સાત ગાઉ ઉચાણ રાખતો હતો તે સાડાત્રણ ગાઉ જમીનમાં

ધસી ગયો અને ગાઝીઓએ બહાદુરીથી કિલ્લો તોડી અંદર ભરાઇ જઇ બેદીનો કાફીરોને કતલ કરવા માંડયા !

પછી જે **સન્ભલગઢ** નામનો કિલ્લો હતો ત્યાં રાજાનું ઘરબાર હતું સૌને કતલ કર્યા અને કિલ્લાને ઉલટાવી દીધું. અને **મોહમ્મદતકી** અને **નકી** સાહેબ જેઓએ ઘણીજ બહાદુરીથી નામના મેળવી વગર હીસાબે કાફીરોને ફીન્નાર કરી તે જગ્યાએ શહીદ થયા. (ઇન્નાલિલ્લાહે વ એન્નાએલયહે રાજેઉન) જેઓનો મઝાર શરીફ ગંજ શહીદાઓમાં પ્રખ્યાત છે દર વર્ષે રજબ માસની ૧૯ મી તારીખએ આપનો ઓરસ થાય છે.

અને રોશનઅલી દુર્વેશ પણ ઘણી બહાદુરીના સાથે એજ જગ્યાએ સહીદ થયા ( ઇન્ના લિલ્લાહે વએન્નાએલયહે રાજેઉન ) જયાં સહેને ચેરાગ છે ત્યાં આપનો પવિત્ર મઝાર છે એના બાદ લડાઇનો મેદાન અને કતલનો બજાર ગરમ થઇ રહ્યો હતો અને જનાબ **હઝરત મીરાં સઇયદ હુસેન** સાહેબ યુધ્ધમાં ઘણા મશગુલ (કાળજીથી લડાઇમાં જામ્યા રહેલું) હતા. આપની તલવારથી કાફીરોની લાશોનાં ઢગલે ઢગલા પડતા હતા, કે રાજા તથા રાજાના બન્ને છોકરાઓ બી કતલ થયા તે વખતે રાજાના મેહલોમાંથી એક સ્ત્રી ઘણીજ ખુબસુરત પરીમુખ ભય ભરેલી સુરત લઇ બહાર નીકળી અને આપની સાંભસાંભે તેના મોઢાં તરફ નજર પડી તો આપ પરમાત્માના ફજલથી તકવામાં ઘણાજ પરહેજગાર હતા, તેના માટે તેની તરફથી પોતાના પવિત્ર મુહ મુબારક ઉપર નિકાબ (મોઢાપર નાખવાનો પડદાનો કપડો) નાખી દીધો.

આપનો પવિત્ર મુહ જયારે પડદાએ કરી ઢંકાયો અને લડવાથી હાથ ખેંચ્યો તો જુલમાટ ગુજારનારા શતરૂઓએ ચારો તરફથી હલ્લો કરીને આપને શહીદ કર્યા, (ઇન્નાલિલ્લાહે વઇન્નાએલ્યહે રાજેઉન) પણ પછી આપના સાથે વાળાઓએ વધુ ઇસ્લામી જોશને દેખાડી ઘણાક કાફીરોને તહેતેગ કર્યા (તલવાર વતી કતલ કર્યા) અને તેના બાદ પોતે શહીદ થયા

અને આઠમાં દીવસે જયારે પછવાડેનું સઇન્ય યુદ્ધ કરતુ કરતું તે જગ્યાએ પહોચ્યું તો સૌને દફન કર્યા, પછી જે કાફીરો બાકી રહેલા હતા તેઓ તમામને આ લશ્કરે કતલ કર્યા અને સઇયદઅલી અને તેઓના દોસ્તો (મિત્રો) જે તેમની સાથે આવ્યા હતા તે દુર્વેશો બનીને આપના મઝાર (દરગાહ) ઉપર ખીદમત ગુઝાર રહ્યા, તેઓના વંશથીજ તારાગઢ પહાડપર પાનસો ઘર પ્રખ્યાત છે ફકત ત્રણ ગામ દરગાહના નામ ઉપર છે તેમાં તેઓનો ખરચ ચાલે છે, જે બંદે ખુદા (મનુષ્ય) ખીદમત કરે છે તેઓ ઘણુંજ સવાબ પામે છે અલ્લાહતઆલા તમામ મુસલમાન ભાઇઓને આ બુઝરૂગાને દીનની ખીદમત અતા કરે કે જેઓએ ઇસ્લામની સ્થાપના હિંદમાં આવી કીધી, વળી તેઓના ખીદમતગારોની ખબર લીએ કે તે બુઝરૂગો ખુશ થાય અને અમો સઉને આ બુઝરૂગોના તુફેલે ખુદા રસુલની મોહબ્બત નસીબ થાય અને ફરેલા અકીદાવાળાઓથી બચાવે અને ખાતેમાં બીલખયર કરે આમીન સુમ્મા આમીન !!!

પછી બાકી જે સૈન્ય રહેલું હતું તે પાછું ફરીને **સુલતાન મહમુદ** ગઝનવીની પાસે પહોંચી તમામ વર્ણન તેને સંભળાવ્યો કે અજમેર સુધી અમે પહોંચ્યા અને સાથે વાળા તમામ શહીદ થયા અને કુફ્રસ્તાન અમણા ઘણું દુર સુધી છે અને અંહી કાફીરોએ પોતાનો અમલ દાખલ કરી લીધો.

જ્યારે આવી દશા થઇ તો મહમુદશાહ પાદશાહ ગાઝી ઘણી મોટી ફોજની સાથે પોતે જાતે હિંદુસ્તાન ઉપર ચઢયો અને સમુદ્રના કિનારા લગી કાફીરોનું નામ નિશાન તેમ દેવસ્થાનોનું માન મટાડી દીધું અહીં સુધી કે **સોમનાથનો જે** મોટો નામીચો દેવળ હતો તેને પણ તોડયો; અને ઘણુંજ વગર હિસાબે માલ તથા સોનું લઇને દીન ઇસ્લામનો ઝુંડો હિંદમાં ગાડી ચાલ્યો ગયો.

એના બાદ થોડાજ મુદતમાં કાફીરોએ પાછું જોર પકડયું અને પોતાનો હુકમ ચલાવવા લાગ્યા અંહી લગી કે આપના મઝાર શરીફ ઉપર એક, બે, દુર્વેશો મુજાવર (દીવો બત્તી કરનાર) તરીકે બચી રહ્યા હતા, અને નીચે તો રાજા પૃથુરાય ઉપરના રાજ્યને ખરાબ સમજી તે વખત કે જેને ગાઝીઓએ તારાજ બરબાદ કર્યો હતો તે ઘણોજ આબાદ કરી હજારો દેવળો (મુર્તિસ્થાનો) લાખો રૂપીઆઓ ખર્ચીને બંધાવ્યા અને શહેરને નવીરીતથી એવા તો આબાદ કર્યો કે જેવી પોતાની પાસે જમીન ઉપર જન્નત (સ્વર્ગ) બનાવી પછી તો હદથી વધી જઇ ઘણીજ મગરૂરીએ કામ લેવા માંડયું કે દિલ્લીને રાજ્યધાની બનાવી તદન

હદથી વધી જઇ ગગરૂર થયો. અગરચે સુલ્તાન શહાબુદીન ઘોરી એ સાત વખત રાજા પુથરાજ પર હલ્લો કર્યો અને ઘણાજ સખત યુધ્ધ દરેક વખત થતું હતું પણ દરેક હલ્લામાં સફળતા થતી હતી નહિ છેવટે તેજ દીલગીરીમાં તે બાદશાહ બીમાર રહેતો હતો એટલામાં ખુદાવન્દેતઆલાએ **હઝરત ખ્વાજા ગરીબુન્નાવાંઝ કુતબેજહાં ખ્વાજા મુઇનુદીન ચીસ્તી સાહેબ** ( રહે. ) ને મોકલ્યા અને તેઓએ આવી ફત્તેહ મેળવીને ઇસ્લામનો ભારે પ્રકાશ કર્યો કે જેઓનું વર્ણન ઉપર થઇ ચુક્યું છે.

શએર.

ન કીયું તાલેઅ હિંદ હોવે જલી.
કદમ રંજા જીસ જા હો અયસાવલી;
રહે ઝુલ્મતે કુફ્રકા કયસેદાગ.
કે રોશન જહાં હોઅ અયસા ચેરાગ.

---

## હઝરત ખ્વાજા મુઇનુદીન ચીશ્તી (રહે.)ના રોઝા મુબારકનું વર્ણન.

ઘણા ગ્રંથોમાં લખ્યું છે કે આપનો પવિત્ર રોઝો મુબારક બાંધવાની સ્થાપના **ખ્વાજા હુસેન નાગોરીએ** કીધી હતી. અને ખ્વાજા હુસેન નાગોરી હઝરત શેખ હમીદુદીન સુફી નાગોરી ( રહે. )ના વંશથી છે.

શેખ હમીદુદ્દીન સુફી નાગોરી ( રહે. ) હઝરત ખ્વાજા ગરીબુન્નવાઝ (રહે.)ના ખલીફાઓમાંથી ઘણાંજ આત્મિક શક્તિ ધરાવનારા બુઝરૂગ થઇ ગયા છે કે જેઓની દરગાહ શરીફ નાગોર કસ્બામાં છે. આપની કુન્યત ( અટક ) અબુ અહમદ અને લકબ ( ડીગ્રી ) સુલ્તાનુત્તારેકીન છે. દર વર્ષે રબીઉલ અવ્વલ માસની ૧૯મી તારીખે ઘણી ધામધુમથી આપનો ઓરસ (મેળો) થાય છે. આપની દરગાહનો કંપાઉંડ સુલ્તાન ગ્યાસુદ્દીન તગલકે બંધાવ્યો છે. અને થોડોક ભાગ ખ્વાજા હુસેન નાગોરીએ કરાવ્યો છે.

અને આજ ખ્વાજા હુસેન નાગોરીએ ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તી ( રહે. )નો પવિત્ર રોઝા બાંધવાની સ્થાપના કીધી અને ઘણીક મુદત મઝારપુરઅન્વાર ઉપર મુજાવર બનીને બેસી રહી બંદગી કરતા રહયા, તે જમાનામાં ( યુગમાં ) અજમેર શરીફ ઘણોજ વેરાન મુલ્ક હતો ચારો તરફ જંગલ અને વાઘોનું રહેઠાણ હતું. અને દરગાહ શરીફ પણ કાચી હતી **સુલ્તાન ગ્યાસુદ્દીન** ખીલજી ને ખ્વાજા **હુસેન** નાગોરી ( રહે. )થી શરફ ન્યાઝ હાંસીલ કરવાનો ઘણો શોક હતો તેના માટે આપને ઘણીક વખત બોલાવ્યા કરતા હતા, પણ આપ ત્યાં તશરીફ લઇ જવાને લીધે ના કહેતા હતા. છેવટે સૌ રીતથી સુલ્તાન ખીલજી લાચાર થઇ ગયા, ત્યારે પોતાના મિત્ર તથા દરબારના કામદારોએ એક દીવસ પાદશાહને સલાહ આપી કે અગર તમો ખ્વાજા હુસેન નાગોરીને એવા રીતે કહેવાડશો કે મારા દરબારમાં હઝરત

સરવરે કાએનાત અલ્યહીસ્સલ્લાતો વસ્સલામ ના મોએ મુબારક ( બાલ મુબારક ) છે તો એ સાંભળતાંજ તેવણુ જરૂર તશરીફ લાવશે.

પછી પાદશાહે એવીજ રીતે કહેવડાવ્યું ત્યારે આપે બાલ મુબારકનું નામ સાંભળતાંજ બેચેન થઇ દરબારે સુલ્તાનમાં ઝીયારતના માટે તશરીફ લઇ ગયા, આપને આટલો બધોજ ઝોક, શોક, પુરેપુરો હતો. તેના લીધે બાલ મુબારક ખ્વાજા હુસેનના હાથ ઉપર આવી ગયા. પછી સુલ્તાને પોતાનો અકીદો પુરેપુરો જાહેર કર્યો બાદ ઘણાક તોહફાઓ આપની ખીદમતમાં મુકયા. પણ તે તમામ લેવાને ના પાડી ત્યારે આપના ફરજંદ ( પુત્ર ) આપની સાથે હતા તેવણે આપને તોહફાઓ કબુલ કરવાને માટે મજબુર ( છુટકો થાય નહિ તેમ ) કર્યા તો ખ્વાજા હુસેન સાહેબે આ શરત ઉપર તે તોહફાઓ કબુલ કરવાનો હુકુમ આપ્યો, અને કહયું કે તે સૌ ખ્વાજા ગરીબુન્નવાંઝ (રહે) અને શેખ હમીદુદીન નાગોરીના પવિત્ર મઝાર મુંબારકની ઇમારત બાંધવામાં પુરૂં કરવામાં આવે.

આપના સાહેબજાદાએ આ શરતને કબુલ કરી તોહફાઓ લઇ લીધા, અને પછી વાયદા પ્રમાણે બંને બુઝરગોની દરગાહઓ બંધાવી આપી એટલે ગુમ્બઝ વિગેરે બંધાવ્યું. જે મઝાર શરીફ બંધાયલો છે, તે ગુમ્બઝની પશ્ચિમ દિશા તરફની જાલી ઉપર સારા અક્ષરે નીચે પ્રમાણે ફારસીમાં તારીખ ખોદેલી છે,

અઝ પએ તારીખ નકશે ગુમ્બદે ખ્વાજા મુઇન
ગુફ્ત હાતેફે ગે મોઅઝઝમ કુબ્બે અર્શે બરી,

આ તારીખથી સને ૯૩૯ હિજરી નીકળે છે એવું માલમ પડે છે કે આ ગુમ્બઝની નકશી કારીગીરીની તારીખ છે કેમકે સને ૮૫૮ હિજરીમાં સુલ્તાન ગ્યાસુદીન ખીલજીનું મૃત્યુ થઇ ચૂક્યું હતું અને ઉપરની ઇબારતથી આ સાબીત થાય છે કે તેનાજ જમાનામાં રોઝા મુન્નવરાની તામીર થઇ છે.

રોઝા મુબારકનો દરવાજો કોઇ બીજા પાદશાહોએ બંધાવ્યો છે આ ગુમ્બઝ કાચી કબર ઉપર બનાવ્યો છે ગુમ્બઝપર સોનાનો ઘણો મોટો કળસ અને ખુણાઓ ઉપર સોનેરી કળશીઓ ઘણીજ દબદબાથી ચમકાટ ભરેલી નજરે પડે છે. અને ગુમ્બઝનો ઉજોસ સંગે મર મરના પત્થર જેવો લાગે છે. વળી રોઝાના અંદરના ભાગમાં સોનેરી ઘણુંજ દમામદાર સુશોભિત કામ કરેલું છે અને છ તેમાં કાશાની નામની મખમલની જરીની છતગીરી લાગેલી છે. અને છતગીરીના નીચે થાંભલાઓનાં કુમકુમા સોનેરી સાંકળોમાં લટકેલાં છે. તેમ ચારો ખુણાઓ ઉપર પણ ચાર સોનેરી કુમકુમાં સોનાની સાંકળોમાં લટકેલાં છે. પાદશાહી જમાનામાં આ કુમકુમાંઓની કિંમતનો અડસટો કર્યો હતો તો એક એક કુમ કુમાં ઉપર પાંચ પાંચ હજાર રૂપીઆ લાગેલા ગણ્યા હતા એ ઉપરાંત ચાંદીના કુમ કુમાં ચારો તરફ પાસે પાસે લટકેલાં છે. અને દીવાલોની અંદર સોનેરી ચોકઠાઓમાં આરસીઓ જડેલી છે. અને આપની તાઅરીફમાં ચારો તરફ સોનાના પાણીએ રોઝાની અંદર શેઅરો લખેલા છે.

એ સર્વેથી એમ સાબેત થયું કે રોઝા શરીફમાં
શીનું કામ નવી રીતથી હઝરત ખ્વાજા હુસેન અજમેર
માઅરેફતે થયું હતું કે જેને થોડામાં થોડા અઢીસો વરસ
ગયા છે.

મઝાર શરીફપર સીપના કામનું છપ્પર ઘટ સંદલી બ
છે બનાવનારે હેરત પમાડનારૂં ઘણું બારીક કારીગરી ભ
કામ કર્યું છે અને છપ્પર ઘટના છતમાં કોઇ વખત ન
રંગની તો કોઇ વખત પીલા રંગની રૂમી મખમલની છત
લાગેલી રહે છે, વળી છપ્પર ઘટની અંદર ઘણી બેકિંમત સ
મરમરના પત્થરના પત્થરથી મઝાર બનેલો છે અને તેની ઉ
ભાત ભાતની બેલબુટીઓ વિગેરેનું કામ કર્યું છે, અને મ
મુબારક હમેશા જરીન કીમખાબ, તમામી વિગેરેના ગીલાફ
ઢંકાયલો રહેવા ઉપરાંત ફુલોની હજારો ચાદરો તેમજ
ફુલોએ ભરપુર રહે છે અને છપ્પર ઘટના વચમાં ચાંદીના ક
લાગેલા છે, જેની કિંમત એક લાખ રૂપીઆ બતાવવામાં આ
છે. પણ આ કઠેરાથી પહેલાં સોનેરી કઠેરો લાગેલો હતો
કે સુલ્તાન જહાંગીરે તઝકેરએ જહાંગીરમાં લખ્યું છે
સને ૧૦૨૫ હિજરીમાં કંઇએક મારી મુરાદો બર આવી, તો
તેના નજરાનામાં કોતરણી કામ કરેલો તો સુશોભિત જાલી
ચાંદીનો કઠેરો કરાવ્યો, તે રજબ માસની ૨૭મી તારીખે તઇ
થયો ત્યારે મેં હુકુમ આપ્યો એને લઇ જઇ રોઝા મુનવ્વર
જડાવી આપો, આ કઠેરા બનાવવામાં દશ હજાર રૂપીઆ ખ
ચયા હતા, એજ કઠેરાથી થોડીક દુર પર એક બીજો ચાંદ

કઠેરો છે જેની મરમ્મત (દુરસ્તી) જયપુરના ગાદી વારસ રાજા જયસીંગના હુકુમથી શેખ મહંમદ હયાત અને આસ્તાનાના મુતવલ્લી હાજી મનઝુરઅલી ખાનની આગેવાનીએ કરવામાં આવી. આ કઠેરાનું વજન (ભાર) ૬૩ મણ ૧૭ શેર એક તોલો ત્રણ માશા છે.

કંઇએક લેખકો કહે છે કે આ બંને કઠેરા શાહજહાં પાદશાહની પુત્રી જહાંઆરાબેગમે બનાવ્યા હતા. આ કારણથી કે એવણને ખ્વાજા બુઝરગ ઉપર ઘણો એતેકાદ હતો, અને પોતાના તમામ શાગરીદ પેશોને આસ્તાના શરીફની ખીદમત કરવાને માટે નઝર કરી આપ્યા જેઓની ઓલાદ હમણા પણ મોજુદ છે. અને આ લોકો ખાદીમોના નામથી પ્રખ્યાત છે.

આ ગુમ્બઝના ફરશમાં સંગેમરમરના પત્થરો ઘણી સફાઇએ લાગેલા છે જેની આજુબાજુ સંગેમુસાની પથરીઓ જડેલી છે વળી ગુમ્બઝની પૂર્વ દિશા તરફના દરવાજાથી જોડાયેલા આજુબાજુ બે હુજરાઓ બનાવેલા છે જે પૈકી એકમાં તાળુ લાગેલું છે કંઇએક લોકોનું કહેવું એ પ્રમાણે છે કે એની અંદર સોનાની ઇંટો અને સોનાના વાસણો બંધ રાખેલા છે. બીજો દરવાજો ખુલ્લો છે કે જેમાં ચિતોડગડના કિલ્લાવાલી જોડી ચઢેલી છે. આ દરવાજાની આગળ જે બીજા દરવાજા છે તેના દીવાલ ઉપર શેઅરો પણ લખ્યા છે (તે અહીં લખવામાં આવ્યા નથી વળી ૧૨૪૦ હિજરીમાં ફરૂખાબાદના રહેનાર નવ્વાબ ફેઝલ્લાખાંન બનગશી મરહુમે બાહારવાળા દરવાજામાં જોડી ચઢાવી, જેની ઉપર નીચલી તારીખ ખોદેલી છે.

ખાન ફયઝુલ્લા અનગશ્ત નીગાહસ આલીસ્ત
સાખ્ર દરવાઝા દરગાહે મુઇન જાવીદ,

ચુંકે દરગાહે મુઇનઅસ્ત, ચું ખુરશીદ બુલંદ
સાલે તારીખ શુદહ બાબે તુલુએ ખુર્શીદ.

એક અકીક યમની (સાચો હીરો) ઘણો મોટો પીળા રંગનો આ દરવાજાની દક્ષિણ દિસા તરફ જડેલો છે રોઝા શરીફની સંગેમરમરની જાલીઓપર જરીના પડદાઓ પડયા રહે છે અને ગરમીની રૂતુમાં તેના બદલામાં ખસના પડદાઓ નાખવામાં આવે છે. ૭૫ હજાર રૂપીઆ વરસની જાગીર મુગલ બાદશાહોના જમાનાથી દરગાહના નામે વકફ (ધર્માદા) છે જે અત્યાર સુધી કાયમ છે.

હે મારા પ્રિય વાંચકો દરગાહના હાલાતો અમે લખી ચુકયા પણ તે તમામ બુઝરૂગ મુકામોનું વર્ણન પુરેપુરૂં લખીશું કે જેને દરગાહથી લગાવ છે. એટલે દરગાહના કંમ્પાઉંડમા છે આ મુકામોની શોધ કરવામાં વાંચકોને ઘણી તકલીફો પડે છે જેથી અમો તમામ મુકામોનું વર્ણન લખીશું કેમકે જે કોઇ અજમેર શરીફ જાય તો તેઓને શોધ કર્યા વગર મુકામો તથા વર્ણન માલમ પડી જાય.



# હઝરત ખ્વાજા મુઇનુદીન ચીશ્તી ( રહે. ) ની દરગાહથી જે મુકામોનો લગાવ છે તેનું ટુંકું વર્ણન.

## એહાતે નૂર,

ખ્વાજા સાહેબ (રહે.) નાં પશ્ચિમ અને 'ઉત્તર બાગથી કોઇ રીતે દક્ષિણ ભાગ સુધી આ કમ્પાઉંડ સંગે મરમરનો બનેલો છે. દરવાજા ઉપર સોનાના કલસ લાગેલા છે અને સંગે મરમરની જાળીઓ ઘણી રળીયામણી માલમ પડે છે. આ કમ્પાઉંડના બે દરવાંજા છે. એક ઉત્તર તરફ અને બીજો પશ્ચિમ તરફ, ઉત્તર તરફનો દરવાજો **પાઅનદાઝ** નામે પ્રખ્યાત છે અને પશ્ચિમ તરફનો દરવાજો **બેહેશતી** અને **મહકી** નામે પ્રખ્યાત છે.

કહે છે કે આ દરવાજામાંથી જે માણસ સાત વખત નીકળી જાય તેના ઉપર દોજખની (જહન્નમની) અગ્ની હરામ થઇ જાય છે. અને આ બહેશતી દરવાજો ઓરસનાં છ દિવસ સુધી અને મોહર્રમ માસની દસમી તારીખે ખુલ્લો રહે છે.

## ઓલ્યા મસજીદ

આ મસજીદ સંગેમરમરની બનેલી છે બન્ને તરફ બે હુજરા ( રૂમ ) છે. વળી એને ઓલ્યા મસજીદ એ કારણથી કહે

છે કે અહિં હજરત ખ્વાજા ગરીબુન્નવાઝ ( રહે. )ની જીન્દગીના જમાનામાં નમાઝ અદા કરતા હતા. નાનો જેવો એક ઘણો સારો મુકામ છે. અહિં પહેલાં શાદીજીન્નનું દેવળ હતું.

## અકબરી મસ્જીદ.

સને ૯૭૮ હીજરીમાં **જલાલુદ્દીન મોહંમદ** અકબર પાદશાહે એને બંધાવી હતી. તમામ મસ્જીદ સંગેસુરખ ( લાલ પત્થર )ની બનેલી છે.

લંબાણ એકસો ચાલીસ ફુટ સહેન દરવાજા સાથે અને ચોરાણુ પણ એટલીજ છે, વચમાની મેહરાબ પંદર ફીટ ઉંચી છે. બાજુપર મીનારો છે, વળી મસ્જીદની સેહેનમાં એક પાણીની હોઝ છે. અને મસ્જીદની પાસે દક્ષિણ ઉત્તર તરફ એક હંમેશાનો દાલાન છે. જે **ખાનકાહના** નામે પ્રખ્યાત છે કે જેનું વર્ણન આગળ આવશે.

## બેગમી દાલાન.

સને ૧૦૫૩ હીજરીમાં શાહજહાંની પુત્રી **જહાંઆરાબેગમે** ગુમ્બદ શરીફના દરવાજાથી લાગેલું આ ઘણું મોટું દાલાન બંધાવેલું છે. એનો છત, થંભ, કઠેરા, અને કંગરીઓ સંગેમરમરના અને ફરશ, સંગેઅફશાનો છે. છતની અંદર તમામીની છતગીરી લાગેલી છે. અને ચારો તરફ ચાંદીના કુમકુમા લટકેલા છે. વચલી મેહરાબ ઉપર સંગેમરમરનાં સારા તુગરાઓ ખોદેલા છે આ મુકામ કવ્વાલીના માટે મુકરર છે. ખુબસુરત સોનેરી કલસ કલશીઓ આગળ સુરખ (લાલ પત્થર)નો સાએબાન

દાલાનનાં સામે સંગેમરમરનો ફરશ અને આજુ બાજુ સંગીન કઠેરા લાગેલા, દાલાન બંધાવનારી મજકુર બેગમ ઘણીજ ખુશ એઅતેકાદ અને કાબીલ હતી.

## બુલંદ દરવાજો.

આ દરવાજો સુલતાન મહમુંદ ખિલજીએ બંધાવ્યો છે. એને બાંધવાને ૪૦૦ ચારસો વરસ ઉપર થઇ ગયા પણ જેવું નવુંને નવું હમણાંજ બંધાવ્યું હોય એ પ્રમાણે હાલ કાયમ છે. એની ઉંચાણ ૨૫ ગજ છે. વળી સંગેસુરખથી બાંધેલો છે. એની અંદર સંગેમરમરનો ફરસ છે. મેહરાબોમા રૂપેરી કુમકુમા અને બુરજીઓ પર સોનેરી કલસ લાગેલાં છે. આ ઇમારત દરગાહના કમ્પાઉંડમાંજ છે પણ સૌ કરતાં વધારે ઉંચી છે. તેના માટે એને બુલન્દ દરવાજો કહે છે. દક્ષિણ સહેન કે જેની પૂર્વે હુજરા બનેલા છે. ચબુતરા ઉપર હઝરત મૌલાના શમશુદ્દીન માઅરૂફ સૈયદ આહમદ જાવ. જે કામીલ બુઝરૂગ હતા ચાબુતરા છે.

## મસ્જીદ શાહજહાંની.

આ મસ્જીદ દરગાહ શરીફનાં કમ્પાઉંડમાંજ પણ દરગાહ શરીફની પશ્ચિમ તરફ બનેલી છે. જ્યારે **શાહજહાં પાદશાહે** ઉદેપુર ફત્તેહ કર્યા પછી અજમેર શરીફ ઝીયારત કરવાને માટે આવ્યા તે વખતે એક મોટી મસ્જીદ ત્યાં બાંધવાનો વિચાર ઉતપન્ન થયો, છેવટે જે વખત લાહોરમાં **સરીર** રાજ્ય ગાદી

ઉપર બેઠા તો મસ્જીદ બાંધવા માટે હુકમ આપી દીધો. એની બાંધણીમાં ૨૪૦૦૦૦ રૂપિઆ ખર્ચ થયો. તેમ એના બાંધકામમાં ઘણી લાંબી મુદત ભોગવવી પડી છે. એટલે ૧૪ વરસે બંધાઇ તૈયાર થઇ, તુલ (લંબાણુ) ૯૮ ગજ શરધ અને અરઝ (પહોળાઇ) ૨૮ ગજ છે. વળી સહેનમાં પાંચ દરવાજા છે. એક ઉતર તરફ બીજો દક્ષિણ તરફ અને ત્રણ પુર્વ તરફ છે. અને મસ્જીદ બાંધવાની તારીખ નીચે પ્રમાણે છેઃ—

કીબલએ, એહલેઝમાં, શુદ, મસ્જીદે શાહેજહાં

અર્થ (કીબલા જમાનાનો થયો મસ્જીદ શાહેજહાની) આ મસ્જીદ ઘણી સારી તારીફ કરવા લાયક સંગેમરમરની બનેલી છે. વચમાની મેહરાબમાં કલમેતૈયબ સોનેરી અક્ષરોથી તેમ બહારની મેહરાબો ઉપર ખુદાવન્દે તઆલાનાં નવ્વાણું નામો ખોદેલા છે અને સૌથી ઉપર ઘણાક સેઅરો ફારસી ભાષામાં ખોદેલા છે. કે જેનાથી અહિં વધારે જગ્યા રોકાણ થવાના કારણે લખવામાં આવ્યા નથી.

અને સને ૧૨૯૧ માં દિલ્લીથી પયગમ્બર રસુલેમકબુલ (સ. અ. વ.)નાં તબર્રૂકાત આ મસ્જીદમાં લાવીને રાખ્યા હતા ત્યારે મસ્જીદની મેહરાબથી પાણી છુટવા લાગ્યું હતું જેને અચુંબો પણ કહીએ તો કંઇ નવાઇ જેવું નથી. આ બનાવ જોનારા હાલમાં પણ અજમેર શરીફની અંદર મોજુદ છે. મજકુર મસ્જીદમાં જુમાઅ થાય છે.

## જહાલરો.

મજકુર મસ્જીદનાં ઉત્તર પેહલુમાં એક મોટો પાણીનો જહાલરો છે અને એને પણ **શાહજહાં** પાદશાહે બંધાવ્યો છે કે જેને મસ્જીદની હોઝની જગ્યાએ સમજવું જોઇએ, પહેલાં વરસનાં દિવસોમાં **નાલાગઢ બઠેલી** આ તરફથી વહેતી હતી, અને એજ નાળું (ખાડી) આગળ જઇને નદીના આકારમાં મળી જતી હતી. આ નદીને રીયુ નદી કહે છે.

જ્યારે અકબર પાદશાહે શહેર અજમેરનો [1] કોટ બંધાવ્યો ત્યારે આ નાલાને બજાર આગળ દરગાહ તરફ કાપી લાવી કોટ બધાવી આપ્યો હતો. વળી અજમેરનાં સુબેદાર શાહ કુલીખાને બીજી તરફ કોટ ઉપર પોતાની જીન્દગીમાં પોતાનો મકબરો બંધાવ્યો હતો. હવે હજારો આદમી આ જહાલરાએ કરી સેરાબ થાય છે. આ જહાલરો ઘણો મોટો ઉડો છે. દરગાહ શરીફમાં પણ પાણીની જે વખતે જરૂર પડે છે. તો અહિથીજ વાપરવામાં આવે છે.

---

## હઝરત શેખ ફરીદુદીન (રહે.)ના ચીલ્લાનું વર્ણન.

આ તે મુકામ છે. કે જ્યાં હઝરત **સેખ ફરીદુદીન ગંજશકર (રહે.)** એ ચીલ્લાકશી. (પરમાત્માની ભક્તિમાં એકલા

---

૧-આ કોટ સને ૯૭૬ હીજરીમાં પત્થર તથા ચુનાની બંધારણથી તૈયાર થયો એની દુરી ૪૦૪૫ ગજ છે.

બેસવું ) કાધી છે. અને તે સુલતાન મહમુદ ખિલજીની મસ્જીદ પછવાડે આવેલો છે. ખાનખાનાન મોહંમદ બેરામ ખાને આપની તાઅરીફમાં નીચે પ્રમાણે શેઅરો ફારસી ભાષામાં ઘણા સારા કહ્યા છે.

### શએર

ફાને નમકે, જહાંને, શકર શેખ વ બર,
આં કઝ, શકર, નમક, કુન્દ, વ, અઝ, નમક, શકર,

અર્થ—( મીઠાની ખીંણ દુન્યાગાં ખાંડ થઇ જાય છે શેખ ફરીદુદ્દીન ઉપર એવણ ખાંડથી મીઠું કરે અને મીઠાથી ખાંડ ) આ ચીલ્લામાં દુરદુર લંબાણથી રસ્તાઓ બનેલા છે. કેટલાકો કહે છે કે આ હઝરત ખ્વાજા મુઇનુદીન ચીશ્તી (રહે.)ની કાંચી દરગાહનો રસ્તો છે. એનો દરવાજો હમેશા બંદ રહે છે. વરસમાં એકજ વખત મોહરમ માસની ૫ મી તારીખે ઉઘડે છે. ઉપલી મસ્જીદની ભીતથી લાગેલું અને ચીલ્લાની પાસે **હઝરત બાયઝીદ** ખુર્દ તેઓનાં માતુશ્રી તથા બીબી ની કબરો છે. અને આ કબરોપર ચંબેલીના ઝાડો છવાયલા છે. કંઇએક લોકો એને ખ્વાજા સાહેબની અઝાવજેમુતહહરાત આપની નેકસ્રીઓ ) ની કબરો બતાવે છે, વલ્લાહો આલ્લમ બીસ્સવાબ.

### ચારયાર.

આ મુકામ જામેમસ્જીદ (શાહજહાંની ) થી પશ્ચિમ તરફ આવેલો છે. આ કમ્પાઉંડમાં ઘણાં સાલેહો ( નેકો ) અને આત્મિક શક્તિ ધરાવનારા ફકીરો સ્વપ્નામાં ઉંઘેલા છે. એટલે તેઓની

પરે છે. વળી એમાં ચાર કબરે તે બુઝરૂગોની છે. કે જે વાજા સાહેબની સાથે તશરીફ લાવ્યા હતા. **મોલાના શમસુ ાન સાહેબ** પણ એજ જગ્યાએ અસુદા છે. અને મારા તાશ્રી મૌલાના મોલવી સૈયદ અમીરૂદીન કાદરી ચીશ્તીનાં દતાદ મૌલાના મોલવી હાજી હાફેઝ **શાહ મોહમંદ હુશેન** ાાહાબાદી સાહેબ કે જેઓની વફાત મજલીસે સમાઅમાં ઇ તેઓના ટુંક હાલાંતો નીચે પ્રમાણે છે.

---

## મૌલાના સાહેબની વફાતનું વર્ણન.

મૌલાના મોલવી હાજી હાફેજ હકીમ શાહ મોહંમદ હુસેન ાાહાબાદીએ રજબ માસની ૭મી તારીખે સને ૧૩૨૨ હીજ-માં સોમવારના દીવસે રાત્રે અજમેરશરીફમાં ઇદગાહ મહોલ્લામાં કલાક સુધી હઝરત રસુલે મકબુલ ( સ. )ની તારીફ તથા ાપનો સ્વભાવ બયાન ફરમાવ્યો. અને સાંભળનારાઓના માનને તરોતાજા કર્યા. પછી રાતના ત્યાંજ રહયા અને સવારે ાત વાગે ઇંશરાકની નમાઝ બાદ ઘણી ખુશ હાલતમાં ખ્વાજા ાહેબ ( રહે. )ની દરગ હશરીફના નાએબમુતવલ્લી જનાબ ાહમદ સાહેબને ત્યાં તશરીફ લઈ ગયા ( આપનો મુકામ ણ એજ જગ્યાએ હતો ) અને ત્યાં દરરોજના ટાઇમ પ્રમાણે ાસ્તો કરી દરેક વખતના કાયદાથી ઉલટું નવા નવા કપડાંઓ

પેટીઓમાંથી કઢાવી પહેર્યા (આપની આદત હતી કે જ્યારે કપડાંઓ મેલા થઇ જતાં ત્યારે આપના શાગરીદોમાંથી અથવા કોઈ બીજો માણુસ કહે તો કે તમો કપડાં બદલી નાખો, ત્યારેજ આપ બદલતાં પણુ તે દિવસે પોતેજ નવા કપડાં પહેર્યાં) માથામાં તેલ નાખી ખુશબો લગાડી અને ખુશીમાંને ખુશીમાં જેવો આશીક કોઇના દીદાર (જોવા)ની આરજુમાં હોય છે તે પ્રમાણે **મેહફીલે સમાઅમાં** તશરીફ લઇ ગયા અને ત્યાં પહોંચી. પહેલાં કવ્વાલોથી ગાવાનો હુકુમ ફરમાવ્યો. તરતજ તેઓએ નીચેના શેઅરો પઢયા.

ખુશ કઅ તારો ખુશ કઅ ચોપ વ ખુશ કઅ પોસ્ત,
અઝ કુજા મીઆયઃ ઇં આવાઝે દોસ્ત.

અર્થ ( સુકો તાર સુકી લાકડી અને સુકું ચામડું એની અંદર દોસ્ત (મીત્ર)ની આ આવાઝ કયાંથી આવે છે? )

ઉપલા શેઅરો સાંભળ્યા બાદ મૈંલાનાએ ફરમાવ્યું.
ને ઝઅ તાર વ ને ઝઅ ચોપ વ ને ઝઅ પોસ્ત,
ખુદ બ ખુદ આવાઝ મીઆયદ ઝઅ દોસ્ત.

અર્થ ( તારથી પણુ નહિ લાકડીથી પણુ નહિ અને ચામડાએ કરીને પણુ નહિ. પણુ મિત્રની મોહબ્બતનો અવાજ પોતાની મેળેજ આવે છે.)

પછી હઝરત શાહ સુફીજાન સાહેબથી ફરમાવ્યું કે સુફીને મારી નાખવાને માટે એજ બસ છે. ત્યાર બાદ એક બીજી

ગઝલનો હુકુમ આપ્યો, તે ગઝલ કવ્વાલોને યાદ નહિ હતી તો પછી નીચલી ગઝલ હઝરત શાહ અબ્દુલ કુદ્દુસ ગનગોહી (રહે.) ની શુરૂ કીધી.

આસ્તી બર રૂ કશીદહ હમ્ચુ મકકાર આમદી,

અર્થ (પહેરણની આસ્તીન મોઢાના ઉપર ખેંચેલો મકકારની માફક આવ્યો તુ) ઉપલા શએર છેલ્લે સુધી

મૌલાના દરેક શએરના અર્થ તથા તેની સમજુતી ફરમાવતા હતા. મેહફીલ ઉપર ખાસ વુજદની (મસ્તની) હાલત હતી. જ્યારે કવ્વાલ આ શએર ઉપર પહોંચ્યો.

**શુફતમ કુદ્દુસે, ફકીરે દર ફનાઓ, દર બકા**

**ખુદબખુદ આઝાદ બુદી ખુદ ગીરફતાર આમદી.**

તો મૌલનાએ એના અર્થ એવી રીતથી ફરમાવ્યા કે જે પોતની ફના અને બકા બન્ને હાલતોમાં મોહતાજ હતા, ન ફના તેની ઇખતીયારમાં હતી ન બકા, આ સુરતમાં ફકીરે ફના અને બકાની વચમાં સીફત થશે. અને કુદ્દુસ મજકુર, અને કહેવું શેખનું, **ખુદ, બખ, ખુદ, આઝાદ, બુદી, ખુદ, ગીરફતાર, આમદી,** એટલે પરમાત્માની ઝાત મરતબે ગેબુલગેબમાં તમામ જહાંથી બેનીયાઝ (પાક) હતી અને તનઝુલ (પડતી) અને ઇઝહાર (જાહેર) કમાલયતનાં મરતબામાં પોતે કેદ થઇ ગયા એવી રીતે સમજાવી પાછા પોતાની જીભ મુબારકથી એવી રીતે ફરમાવ્યું કેઃ–

